અમદાવાદ

ગુજરાતી કોપીરાઈટ સંગ્રહ

# વાંચવા લાયક પ્રખ્યાત થયલી વાર્તાઓ.

| પુસ્તક | કીંમત |
| --- | --- |
| ગજરામારૂની વાર્તા (અણુમાનીતીનો પુત્ર) | ૦-૮-૦ |
| સદેવંત સાવળીંગા ( આઠ ભવની વાર્તા ) | ૦-૮-૦ |
| સુંદર કામદાર ( ચમત્કારીક ઘટના ) | ૦-૮-૦ |
| બરાસ કસ્તુરી ( ભેદી બનાવથી ભરપુર ) | ૦-૮-૦ |
| સ્ત્રી ચરીત્રની વાર્તા ( સ્ત્રીઓની કપટનીના ) | ૦-૮-૦ |
| બોલતો પલંગ ( અદભુત વાર્તા ) | ૦-૮-૦ |
| માનસુસાફરી ( સાત પ્રશ્નોની વાર્તા ) | ૦ ૧૨ ૦ |
| છેલ જગર ( ઇતીહાસીક વાર્તા ) | ૦-૬- |
| હોથલ પદમણી ( ઇતીહાસીક વાર્તા ) | ૦-૮-૦ |
| બીરમલ બાદશાહ મોટી ( હાજર જવાબી વાર્તા ) | ૦ ૧૨ ૦ |
| રાજા ભરથરી ( નવીન વાર્તા ) | ૦-૮- |
| બોલતો પોપટ | ૦-૮-૦ |
| વરઘેલી વિણા | [illegible] |
| પતી કે પીસાચ ( અમાગી [illegible] ) | ૦-૮-૦ |
| બેવફા મુનીમ ( [illegible] વાર્તા ) | ૦- -૦ |
| અક્કલનો ભંડાર ( નાની નાની વાર્તા ) | [illegible] |
| નારી કે નાગણ ( [illegible] ભરપુર ) | [illegible] |
| ડાહ્યો કે દીવાનો (શીખામણરૂપ વાર્તા ) | [illegible] |
| સોળ વર્ષની સતી ને નવ વર્ષનો પતી (ત્રીજો ભાગ પુરો) | ૧ ૦ ૦ |
| સુરતીલાલ નોવેલ ( ૨૬ ચીત્રો પાકુ મોટું પુઠું ) | ૧ ૮ ૦ |

આ તથા એ શીવાયબીજા કોઈ પણ પુસ્તકો માટે પુછો

હરેકની કીંમત ઉપરાંત ટપાલ ખર્ચ અલગ પુસ્તકો મગાવનારે

નામ ઠેકાણું, પોષ્ટ વીગેરે ચોખ્ખા અક્ષરે લખવું

પુસ્તકો મળવાનું ઠેકાણું —

**શા ચુનીલાલ મગનલાલ બુકસેલર રાણીતળાવ સુરત**

સંગીતના શોખીનોમાં માન પામેલી



વખાણાયલા

# સંગીત ફોનોગ્રાફ



# ગાયન સંગ્રહ

## ભાગ ૧ થી ૮ સાથે



### વીર કુણાલ—રાગ,—ગઝલ—

અમારા દેશને છોડી, અમે થાનાર પરદેશી,
હૃદયને મેળવી લેશે, અમારો પ્યાર પરદેશી.
થયા દુર્ભાગીયા એવા, તજાવી દેશની સેવા,
ભટકશુ પારકા ધરમા, બની લાચાર પરદેશી
અમારી ધર્મ નીતિથી, અમારી સત્ય રીતિથી;
અમે સ્તકર્મથી થઇશુ, હૃદયના હાર પરદેશી.
અમારા દેશ, બ ધુઓ, અમારી જન્મ ભુમીમાં;
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદપાર પરદેશી.

**વીર કેશરી —રાગ—ગઝલ,—કવ્વાલી—**

થવાનુ ના થવાનુ કહે **નજુમી** કોણ એવો છે,
ન જાણ્યુ **જાનકી નાથે,** સ'વારે શુ થવાનુ છે ?
હતી શલ્યા રૂપે **"અહલ્યા"** જગતમા વાત જાહેર છે,
ન જાણ્યુ જ્ઞાની **ગોતમે,** સ'વારે શુ થવાનુ છે ?
હતા **કૌરવ** અને **પાડવ,** જગતમા મહાબળી યોદ્ધા,
ન જાણ્યુ **ભીષ્મ** જેવાએ, સ'વારે શુ થવાનુ છે ?
રમ્યા જુગટુ સહુ સાથે, વિભુતી સૌ ગયા હારી,
ન જાણ્યુ **ધર્મ** જેવાએ, **સ'વારે શુ થવાનુ** છે ?

**બલીરાજા** — ▭ —

માગી સજની, તુ કયા રમીઆતી **રજની,** સાચુ બોલ, બોલ, બોલ,
શાણી સૈયર, તુ શીદને આળ ચઢાવે, કેડો છોડ છોડ, છોડ ?
હમણા માળા ગુથી હતીને, હમણા કેમ કરમાણી,
પરસેવો તને કયા વળ્યો, તારી ભમ્મર કયા ભીંજાણી—સાચુ
કાળો **ભમરો** શીરપર બેઠો, ઉડાડતા ધબરાણી,
લાપોટે લટ છુટી ગઇ-મારી, ભમ્મર ત્યા ભજીંણી—કેડો
**કસ્તુરી** તારા અગે રહેકે, **કુસુમ** કળીના હારો,
નયન રહ્યા છે નાચી નવેલી, મળીયો કોણ ઠગારો—સાચુ —સાચુ
ચદ્ર સરોવર નહાવા ગઇતી, વાટે મળ્યો એક માળી,
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી—કેડો

**બલીરાજા** —:▭:—

**વશ કીધો તે વીર મારો,** જે ગુણીયલ ને બહુ સારો,
નથી વાક જરા કાઇ મારો **નણદલ** તમ વીર ઠગારો,
રગ મહેલમા હતી એકલી આવી અડપલુ કરી ગયા,

ચુબન કરી, ભરી અક મીલાવી, મોહન મનડુ હરી ગયા—નથી.
વસત જેમન ફુલવાડીમા ભુલો પડી ગયો ભમરો,
લાલચ આપી તે લલચાવ્યો, બધુ ડાકયો ડમરો—વશ.
શરમાળે મને માન કરીને કચુકીની કશ છોડી,
હૃદય ધરાપર થન થન નાચ્યા, લાજ શરમ સૌ તોડી—નથી.
વદન ચન્દ્ર છબી રતી લજાવે, ભ્રકુટી કામણગારી,
બધુ મારો સરળ હૃદયનો કળા અજબ છે તારી—વશ

**ભરથરી-પીગળા અને ભરથરીનો સવાદ—**

ધીક યુવા ધીક મુજને, ધીક કામ વિકારજી,
જેણેરે ભુલાવી મને સત્યથી, કર્યા નીચ વિચારજી
-ભેખરે ઉતારો રાજા ભરથરી

ક્ષમા કરોરે રાજા રક છુ, નારી અજ્ઞાની જાતજી,
અન્ય વખત એવુ નહો કરૂ, લાજ્યા માતને તાતજી-ભેખરે.
કપટ રૂપીરે રાણી પીગળા, એવુ બોલે વચનજી,
રાજરે તજ્યુ તુજ કારણે, જો વિચારીને મનજી,
ભિક્ષા દેને મેયા પીગલા.

તુરે ખોટી ને ખોટુ રાજ છે, ખોટો સારો સસારજી,
અલખ જગાવુ વન એકલો, જેથી પામુ ઉદ્ધારજી-ભિક્ષા.
રહોતો રાજા રસોઇ કરૂ, જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવુ ક્ષણુ એકમા, જમીએ આપણુ સાથજી-ભેખરે.
મઢીરે કરાવુ રગ મહેલમા, રાખુ ગુપ્ત અવાસજી,
જેમરે જાણે નહિ જગતમા, સાધો જોગ રહી પાસજી-ભેખરે.
મહેલરે તારાને રાણી શુ કરૂ, કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન તારૂ રાણી શુ કરૂ, નથી ભોગની આશજી-ભિક્ષા.

**વાસી** જગલના **જોગી** **અમે**, નહી ગ્રામમા વાસજી,
વિષની વેલીથી અળગો રહુ, નહિ નારીનો પાસજી -ભિક્ષા.
ભગવા જોઇ રાજા **ભરથરી**, દાવાનળ દીલ થાયજી
માઇ-કહો ન મારા કથજી, લાગે દેહમા લાયજી -ભેખરે
વંઠુરે શુ વદુ રાણી **પીગળા**, કરૂ અરે કેટલો ઉચ્ચારજી,
બંધુ જોવોરે બધુ તજ્યો, માર્યો વચન નો મારજી,

**હવેરે રાજને રાણી શુ કરૂ ?**

વાકીરે **વિધાતા** મને ભુલવી, લખીયા લેખ લલાટજી,
આનુરે પ્રાયશ્ચિત હવે શુ કરૂ, મારગ આપો પૃથ્વી માતજી -ભેખરે
**ઋણશા** નારીરે અન્ય આપની, **માળવપતિ મહારાજજી**,
એટને કારણ એને નવ તજો, પાપી **પીગળાને** કાજજી-ભેખરે
મોહ છોડી દે રાણી **પીગળા**, પ્રીતે કર સતસગજી,
સગુ નથી કોઇ કોઇનુ, આ સસાર પતગજી -ભિક્ષા.
દેતી હુ તો ભિક્ષા દે મુને, નહિ તો કરૂ ગૃહ ત્યાગજી,
ગુરૂજી મારારે રોશે થશે, ચાલી જાય જમાતજી -ભિક્ષા.

## ભરથરી—રાગ-મરશીયા—

હાય, કેમ આ સહેરો ઉજેની રડાપો, ધણી થઇ છે રાજાજી માફ રાખો
બાણુ લક્ષ માળવાના છો સ્વામી કામ કોડીલા રૂપે ન ખામી,
ગૌર અગે **ભભુત** શી જામીરે,—હાય, કેમ૦
એક બાજુ કૃષ્ણા તમારી રૂએ, ચદ્રકળા ચોધાર નીર ચુએ,
બાપુ સુખે ન આજ કોઇ સુએરે-હાય૦
મેહેલ મેહેલે વિલાપ છાયો છે, પવન શોકનો સઘળો વાયો છે,
કળકળતા બાઇઓ ને ભાઇઓ છેરે—હાય૦

ખાંધે લટકી શી ભગવી ઝોળી, આવ્યા વસ્ત્ર કયા ગેરૂ ઝબોળી,
હાય હઇડામા પ્રગટાવી હોળીરે—હાય૦
નથી વિક્રમ ભાઇની કઇ આશા, કીધા કરમે એવારે તમાશા;
એણે બીજા જગલ કયાંઇ વસ્યારે—હાય૦
ધણી નોધારા અમને કરીમા, આવુ અણધાર્યું પગલુ ભરીમાં,
જોગી જીવતા ચિત્તામા ધરીમારે—હાય૦

**દલપત ભજન —રાગ-ભજન—**

મોહન તારી મોરલીરે, વૃજનારને વેરણ થઇ! (૨) હે હરી.
કોમળ સુરે કાળજુ કોર્યું, ચીતડુ ચોર્યું વેરણ થઇ—મોહન.
કામ તો હવે કાઇ ન સુજે (૨) સાભળતા શત્રુ થઇ—(૨)
માતા પિતા તણી લાજુ તજીને, વૃદાવનમા ગઇ—મોહન
વૃજનારને વેરણ થઇ, મોહન તારી મોરલી-તારી મોરલી-(૨)
આવા આવા કારમા કામણ (૨) શામળા સીધા થઇએ—મોહન.
દુખડા કેરા, ડુંગર ડોળ્યા, મા બાપડી ટગો પઇએ—મોહન
"દલપત" શ્રીહન દેવને મળવા (૨) ગોપીઓ ગોકુળ ગઇ—મોહન

**વીર કેશરી —રાગ ગઝલ—**

ખરા તે હીંદના સતાન લડે જે હિદને કાજે,
લડે જે હિદને કાજે, મરે જે હિદને કાજે
દુભાતો દેશને દેખી, ચડે વા'રે ઉમગેથી
પ્રભુ કે બાદશાહોથી, ઝુજે જે હીદને કાજે,
ન મોહે માયા મહોબ્બતમા, ન લોભે માલ દોલતમા,
જીવન જર પ્રાણ સૌ પળમા, તજે જે હીદને કાજે,
યતોધર્મસ્તતોજય છે, કરો યાહોમ શો ભય છે,
અમર તે થાય છે નિશ્ચયે, મરે જે હીદને કાજે,

**મહાશ્વેતા કાદમ્બરી — ▭ —**

થઇ પ્રેમવશ પાતળીયા, **મારા મનના માલીક મળીયારે** (૨)
પ્રીતે કરો મુખવામ, સજનવા રાજ હૃદયના વાસી
પ્રેમદા પ્રીત જ્યોત પ્રકાશી. મારા મનના મનોરથ ફળીયારે થઇ
ભાગ્યવંત કર્યો ભગવતી મુજને, જીવન સફળ થયુ મારૂં,
**કરો શ્રીહરિ શુભ તમારૂ,** મારા મનના માલીક મળીયારે થઇ

**મહાશ્વેતા કાદમ્બરી. — ▭ —**

મંજરી મનડુ મોહ્યુ રે, મન ગમતા મહારાજ
મારા મન ગમતા મહારાજ, એ શુ દીલડુ અમ પ્રેર્યુરે મનગમતા મહારાજ,
(“ શુ આ પુષ્પ તમને બહુ ગમે છે ? ”)

**સાખી** { “ મનને તો ગમતુ ઘણુ મુખથી કેમ મગાય.
વીણુ પ્રીછયે વીણ પારખ્યે, ઘટે માન મુનિરાય ”

**સાખી** { “ માગ્યે માન ઘટે નહિ, જેવુ જ્યા દાતાર,
“ સુખે સ્વીકારો પુષ્પ આ, ધરો કર્ણ મોઝાર

**અતિ ઉદાર દીલ તમ** જોયુ રે મનગમતા

**મહાશ્વેતા કાદમ્બરી--રાગ--ભજન--**

રૂપે શુ મન રાચ્યોર કાયાનો રંગ કાચોરે **ભગવાન ભજો** (૨)
હાડમાસને રૂધિર ભરેલુ મઢ્યુ ચામડે અંગ, (૨)
ગંદા દેહનો ગર્વ નકામો, કાયાનો રંગ પતંગ
ભરૂસો નહી સાચોરે, કાયાનો રંગ કાચોરે, ભગવાન ભજો—

**મહાશ્વેતા કાદમ્બરી — ▭ —**

શુ કહુ કથની મ્હારી રાજ, શુ કહુ કથની મ્હારી
હુ તો દૈવના ત્રાસે હારી રાજ શુ કહુ.

પરખી **પારીજાતિક** મે, અર્પણ કીધુ મન મ્હારૂ,
પતી તજી પરલોક સિધાવ્યા, કરી જીવતર મમ ખારૂ રાજ—શુ કહુ
**ચદન** કાષ્ટની **ચિતા રચાવી,** પતિ સહગમનની આશે,
શુન્ય દેહ મમ સ્વામી તણો પણ, ઉડી ગયો **આકાશે** રાજ—શુ કહુ
અરપ્યુ મે સર્વસ સ્વામીને, પ્રેમની કફની ધારી,
તજી જગત જજાળ સર્વ હુ, પ્રીતે ભજુ ત્રીપુરારી—શુ કહુ

**રાજા જશવન્તસિહ —રાગ કુવ્વાલી--**

અમર આત્મા અમારો છે **મરણ દરકાર શા માટે!**
મરી જાણે જો જન્મીને, જીવન દરકાર શા માટે!
જગતમા પ્રાણી કૈ મરતા-મરીને જન્મતા પાછા,
બધા ઘટમાળમા ફરતા, પછી તકરાર શા માટે!
ચૂકયો જે લક્ષ જીવનનુ ગયો તે જીદગી હારી
જીવ્યો તે ના જીવ્યો જગમા, **જીવનને ભાર શા માટે**

**માલતી-માધવ — ▭ —**

નાનકડી નાજુક નાર, બહુ નાનકડી, બહુ નાનકડી
મારા લાલાની છુ લાડકડી ( ૨ ) છુ લાડકડી ( ૩ )
આખ તણે મટકે પટકુ છુ લાલને-
નાની શુ સમજે વ્હાલાના વ્હાલને (**હુતો બધુ એ સમજુછુ**)
**જાણી** ભોળો ભરથાર, તુ બહુ માથે ચડી (૩) નાનકડી

**રાજા જશવન્તસિહ —રાગ ભજન—**

માસ ભવની ભાવટ ભાગીરે **જોગીડા જુના—**
લગની તુજ નામની લાગીરે જોગીડા જુના—
વચનો ભેદ ભર્યા ભેદુના, હૈયા તુજવીણુ સુના—

આ કામણગારી નારીએ શુ કામણ મુજને કીધુ ?
તન દઇને મનડુ લીધુરે પણ દુ ખ વિયોગનુ દીધુ—
નીશદીન સાથ રહુ સમજુના મારા ભવની—

**બિલ્વમ ગળ ઉર્ફે સુરદાસ** —:▭—

દાસ પરે દયા લાવોરે, દયાળુ દેવા, **દાસ પરે, દયા લાવો**-ટેક,
સસાર સબધ ત્રોડી જીવ આપ ચરણે જોડી,
હુતો બની બેઠો, **બાવો બાવોરે**—દયાળુ
આખો વિના સકટ આવુ, ખાડામા ગોથા ખાઉ,
વા'રે અવિનાશી **આવો આવોરે**—દયાળુ

**મહાશ્વેતા કાદમ્બરી —રાગ ભજન—**

રામ ભજ તુ પ્રાણીયા, તારા ભવની ભાવટ ભાગશે (૨)
(**“ બોલો રામ સીતા રામ ”**) પખીડા જો તુ વિચારી
કમ તારા લે સભારી, વાસના નઠારી તુને રાનરાવ નકે નાખશે—રામ
મૂઢ તે મતિ વિચારી, મતિ તેવી ગતિ તારી,
ઉડજે સભાળી તારી કાયા તારી કચનની થશે-રામ.

**ઉદયભાણ** —▭—

મન માયાના કરનારારે, જરી જોને **તપાસી તારી કાયા,**
પુછી જોને તુ પડીત પુરાણારે, કોના અમર છે લેખ લખાણા,
કાચી છે કાયા આ માટીની માયા, છે માટીના ખેલ બનાયા,
શાણા તો સમજી અલગ થયા, પણ બાનક બીચારા લપટાયા
લાખોની પાખો ગઇ છે પીખાઇ, **જેણે મૂછપર લીબુ ઠરાયા,**
કાળના કો'વાડેથી કોણુ બચ્યુ છે, ભલે રક કે હોય મહારાયા,
સધ્યાના જેવા રગ સોનેરી, વધ્યાને લાડ લડાયા,
જોબનને તન ધન તેવા સમજવા, **પાણીમાના પડછાયા.**

## બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ

આ તારા વચનો સારા, સ્નેહે માબગતા
શાન્તિ પામ્યુ મન મારૂ રે આજે—આ
જગની જંજાળમાથી બચો બચાવ્યોજી,
ધન્ય ગુરૂ ચીન્તામણી, ધારૂ રે આજે !
ભકિત ભગવાન કેરી કરતા હમેશાજી
થવાનુ ત્વરાએ શુભ તારૂ રે શાણા—આ તારા,

## વિણાવેલી —:▭:—

અરે શુ માનવનો અભિમાન, પલકમા ટળી જશેરે,
ખરે જેમ પીપળ ઉપર પાન—પલકમા ખરી જશેરે
પલકમા ખરી જશેરે—માટીમા મળી જશેરે—અરે૦
ઘડી જીવતરમા ઘડી એક સુખની ના . રે નથી,
મૂઢ મમતમા તોયે મરતા આ અ રે મથી
પામર નર નાદાન અરે શુ

સાખી { કાયા કલેવર કારમુ, છે ગદકીનો ધાડવો,
સમજુ જને સમજી જઇ, અભિમાનને વણસાડવો

સાખી { અભિમાન ફણિધરને નહિ દુધ પાઇને પોષાડવો,
રાવણ સરિખા રાજવીએ લીધો નથી કઇ લાડવો

## વીણાવેલી —▭—

કાયા કાચો કુભ છે, જીવ મુસાફર પાસ,
તારો ત્યા લગી જાણજે, જ્યા લગી શ્વાસોશ્વાસ,
સદા સસારમા સુખ દુ ખ સરખા માની લઇએ,
રાખે જેવી રીતે રામા, રમે તેવી રીતે રહીએ—સદા

**સાખી** { પીંપળ પાન ખરતા હસ્તી કુપળીઆ
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડીઆ

દશાના ઢંગ રતુના રંગ જેવા દેખી લઇએ—મદા

**સાખી** { કદી મેહલો ને માળીઆ, કોમળ છપ્પર ખાટ,
કોઇ દીન એવો આવશે, ભુખ્યે ન મળશે ભાત—મદા

**લીલાવતી** — ▭ —

અરજી સાભળોને સરકાર મુજને ગાઠતી નથી ઘરનાર (એ ટેક)
અગીયાર વાગે ઉંઘમાથી ઉઠી, તરત તડકે જાય,
દાતણ કર્યા વિના **મોગરીને મુળા** ખોળામા લઇને ખાય-અ
વાકુ ચુકુ બોલી વઢવુ ને રડવુ, ફુઅડ રાડને રોજ,
ઘરમાથી ગોળ ઘી ચોરી ખાવાની ખોટી પડી છે ખોજ -અ
પાડા પાડોસીને ડોરી ડોસાથી લડી ચુકી લાખવાર,
પોતાના બાળકને નિત્ય બઝુડે, મારે મને પણ માર -અ
રાખના ઢગલામા ફોગ પડયા જેવુ, રાડના મોઢામા રૂપ,
ભુત ભડકામણી ભારે કુભારજા, ભડકી મરૂ છુ રે ભૂપ -અ
સુગરીના માળા સરખુ છે માથુ, વેત વેત લામા વાળ
ખણતા જુવોના ટોકળા ખેરવે, પરસેવાની પડનાળ -અ
હોળી દીવાળીએ ન્હાવાનો નેમ છે, વડી ચતુર છે વહુ,
અંગે ઓવરાળાને લુગડામા લીખો, **મારવાડ કેરી મઉ** -અ

**ભરથરી-રાગ ગઝલમાં સીયાનો કનારો-**

તરુણી તુજથી નથીરે જુદાઇ શરીવની સુખ પામુ હુ આહી
વદન મનોહર તરૂ લલિતા, સૌગ્ભ અંગ જઘન સુખદાઇ-તારૂણી
ભ્રકુટી વિક્રમ સ્મિત અતિ વિભ્રમ, નિરખી પ્રિયા ભૂલુ સરવેર કાઇ,
ત્રણસોને સાઠ ત્યાગી તુજનેરે ચાહુ, તુજવિણુ મુજ ક્ષણ કલ્પસમજાઇ.

**વિરવિજય** —રાગ-ગઝલ—

તમોને જો તમારાથી, તમારો **દેશ** પ્યારો છે,
**ન** તજશો ધર્મ નિતી તો, **વિજય અંતે થનારો** છે
**હશે** જો સપ ને મમતા, વળી કર્તવ્યને હિમ્મત,
તમારા ભાગ્યના આખર, ચમકવાનો સિતારો છે!
જશે એ રાત અંધારી, ચમકતા શોર્યનો ભાનુ
**ઝુકો યાહોમ કરી રણમાં,** વિજય ડંકો તમારો છે!

**અરૂણોદય** — ▭ —

તમે, જો જો ન વાયદા વીતાવજો,
પીયુ પહેલી **પેસેંજરમાં આવજો,**
હાર તોરાથી સ્વાગત્ શોભાવજોરે—પીયુ
શિલ્કની કીનાર કોઇક વાયલ આછેરા,
કોઇક નવા નાટકના અચ્છા ઓપેરા
થોડા હેન્ડબીલ હેરઓઇલના લાવજોરે—પીયુ
એક હારમોન્યમ પેરીસનું લાવજોરે,
આવવાનો તાર મને આગળથી આપજોરે,
તમે સામા સ્ટેશન પર સાધાવજો—પીયુ

**સંગીત લીલાવતી** —:▭—

લાજ છોડી છેક તે છકેલ છોકરા, બાપની તે આબરૂના કાકરા કર્યા
આવી છે દીવાળી હોળી હૃદયામા બળે, જઉ છુ વહુને
તેડવા પણ દા'ડો શો વળે લા
સે–સાસરામા જાણે છે જમાઇને સહુ માટે નહિ મોકલે વેવાઇ તો વહુ લા
સ–કરવાને વીવેક લોક લાજથી જવુ
જો–ગાડી લાગ્યો ખોટી કયા સુધી થવુ

**વીર કેશરી** — ▭ —

આપ પાપડવાડીમા પધારજો **લ્હેરીલાલ,**
મદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે
રંગરંગીલા ચાલ મારી પાડોસમા **તુલસી ક્યારાનુ નિશાનકે !**
છજામા ! તુલસીના ઝાડનુ નિશાન છે—લ્હેરીલાલ
અખડ અને અભગ આજ સાજ પહેલા પધારજો
**હડતાવાળાનું તોફાન** છે, જ્યા હડતાવાળાનુ તોફાન છે-લ્હેરીલાલ.
જોખમ ભરેલુ કામ પુરી પચાત છે, ધાસ્તી છે ! આફતમા
જાન છે, મારા બાપ ધાસ્તી છે-લ્હેરીલાલ

**બિલ્વમગળ ઉર્ફે સુરદાસ-રાગ ભજન-**

વિષય વાત મમ તાત તજીને કૃષ્ણ **ભજન તુ કરવા દે,**
અધમપણાને અલગ રાખી, ભડાર ભકિતના ભરવા દે,
નટવર નામનુ નામ મળ્યુ છે તો ભવસાગર તરવા દે !
નાશવત નર નામ છોડીને અક્ષર વરને વરવા દે-વિષય

**બલીરાજા** — ▭ —

આનદ મગળ ગાઓ પરણાવી લશુ લ્હાવો,
મારી વેવણ **રસીલી** જોડી શોભશે
નિરખી કન્યા કહેશો, મુખ જોઈ તાકી રહેશો -મારી
વાહ ઠીક મળ્યુ છે ટાણુ, એક લુલુ ને બીજુ કાણુ
મળી વેવાઇને વેવાણુ, ફેરા ફેરવોને ઝટ-આનદ.
ફડાકિયા તમે જોશો, **હોળીને દહાડે રોશો,**
કેવી જાન જોડી હુ આવુ, દુનિયામા ડકો વાગશે-આનદ.
તડાકીયા કહુ તમને, અતિ ઉમેદ મનમા અમને,
વાજા વગડાવુ જો જો, ફરશુરામનો ફડાકો-આનદ.

**વીરકુણાલ** —:▭—

હુ ખાખરો તુ કોડીયો જોડી વીંછીને સાપની
મીઠા ડોસીને પૂછ્યુ છે? **બુદ્ધિ કોઇના બાપની?**
કાયદો પૂછી શકે નહિ એવી વિદ્યા આપણી,
કાયદેથી બોલી ફરવુ છે બુદ્ધિ કોઇના બાપની?
માથાઓ મુડી મૂર્ખના પહેરાવી ટોપી માપની,
કહેવુ અમે શુ જાણીયે છે બુદ્ધિ કોઇના બાપની?
પોડેલો સહુ સસાર અહી પરવા કરો ના પાપની,
શ્રીકૃષ્ણ ગીતામા કહી ગયા છે બુદ્ધિ કોઇના બાપની,

**પૃથ્વી પુત્ર** —(▭)—

માળ **મોતીડાની** મોંઘી મગાવજો,
કથ કોડીલા કઠે પહેરાવજો
ચોળી **કુસુબી** રગે રગાવજો,
સાડી સુદર શરીરે સોહાવજો
હોંસિલા **હીરાની** બગડી બનાવજો
કોમળ કર કુદનને કકણે દીપાવજો,
હાર હીરા માણેક મઢાવજો—માળ
નીત્ય મીષ્ટ ભોજનીયા ભાવે જમાડજો,
આછા આછા ફુલડાંની વેણી ગુથાવજો
સદન વીજળીની જ્યોતે સોહાવજો,
મીઠા જોબનના] જાબુ ખવરાવજો—માળ

**મહાશ્વેતા કાદમ્બરી** —▭—

માલીકના બાળક સૌ, માલીક સૌના શ્રી જગનાથ (૨)
કર્તા હર્તા સૃષ્ટિના સૌ બાજી એને હાથ

**ઋણાનુબંધે** આવી મળતુ, ખાવ્યુ નવ કોઇનાથી ખળતુ
[ જગત• માત્ર તેને આધીન છે અનાથના જે **નાથ**
નહિ પીડ આ પોતા તણો, પોતાનુ કઇ ના જાણતુ
સોએ શુભાશુભ કર્મને પોતા તણુજ પ્રમાણતુ-જગત,

**બોલતો કાગળ** — ▭ —

રંગી, આ દુન્યા નારંગીએ, રંગી, તે ગંગી બેરંગી, દુન્યા દોરંગી રંગી
આગર પાણી શીતળમા, વડવાનળ તેના તળમા, આગને પાણી બન્યા સંગી
આ આજે અંગી મનાતા, કાલે ભુજંગી થાતા
કોણ ભુજંગી કોણ અંગી રંગી .
વાયુ જે દીપક ઠારે, આગને એજ વધારે,
પ્રભુની પ્રભુના દોરંગી રંગી આ દુનીયા

**( મુંબઇની ઇમીટેશન શેઠાણી ! ) રાગ-ગઝલ —**

તમે મુંબઇ વિષે આવ્યા, નિહાળી સવ હરખાયા
છતા સાહેબ એ મ્હાગ ! જુઓ મુંબઇની શેઠાણી ?
અહા ! મુંમઇની **અલબેલી** ! કેવી કઇક **સુધરેલી,**
લટકતી લાજને મેલી, જુઓ મુંબઇની શેઠાણી ?
ફરે છે **કંથ** ઉભરાણી, લખે **નામુ** નયનતાણી
છતા કહેવાય "**શેઠાણી**" જુઓ મુંબઇની શેઠાણી ?
પતિ પરદેશમા આવે, પ્રિયાને પાસ તેડાવે,
પછી વહુ પાખ ફફડાવે, જુવો મુંબઇનો શેઠાણી ?
સ્વહસ્તે કામ સૌ કરતી, ખુશીથી ખાડતી દળતી,
હવે **રામા** વિના રડતી જુઓ મુંબઇની શેઠાણી ?
ઘરે **સસરો** અને **સાસુ** ખરચ વિણ ખેરવે આંસુ
જમે વહુ મિષ્ટ ફરમાસુ જુઓ મુંબઇની શેઠાણી ?

કુવેથી ખેંચતી પાણી, **નણંદની** સાચવે **ભાણી**
હવે થઇ રાયની **રાણી** જુઓ મુંબઇની શેઠાણી ?

વણી મુંબઇ તણી નારી બતાવે ઠાઠ બસ **ભારી**
ભલે વર થાય **ભીખારી**, જુઓ મુંબઇની શેઠાણી ?

બને મુંબઇની શેઠાણી કરે **પઇસા** તણું પાણી
રળે નર **ટાટીઆ** તાણી જુઓ મુંબઇની **શેઠાણી** ?

પતિ **શીતેર** લાવે છે, સકળ **પત્ની** ઉડાવે છે,
બના દેવું કરાવે છે, **જુઓ** મુંબઇની શેઠાણી ?

વસાવે નવનની **સાડી**, ફુલેલી ફેન્સી **ચોળી**,
ખરીદે **બુટની** જોડી, **જુઓ** મુંબઇની શેઠાણી ?

સુવાસિત **તેલને અતર**, રૂમાલો રાખતી **સતર**,
ગણે છે કોણ ત્યાં ગણતર ! જુઓ મુંબઇની શેઠાણી ?

કબાટો કે **ત્રીજોરી** ના—છતા દશબાર ચાવીના,
રૂપાના રાખતી ઝુડા, **જુઓ** મુંબઇની શેઠાણી ?

જશે **નાટક** તમાશામાં અગર **સરકસ-સીનેમામાં**,
ગણે મ્હોટાઇ ભપકામાં **જુઓ** મુંબઇની શેઠાણી ?

સદા નરની રહે નાડી, જતાં કંઈ જોઇશે ગાડી,
જશે લટકો કરી લાડી, જુઓ મુંબઇની શેઠાણી ?

કરે ઘરકામ સૌ, **ઘાટી**,—પદ્મણી પાલવે **જાતી**,
અહા ? હોસે હવા ખાતી, જુઓ મુંબઇની **શેઠાણી** ?

નથી નારી સકળ એવી, **સતી** કઇ છે **સીતા** જેવી,
**દયા સૌભાગ્યની દેવી, અસલ છે એજ શેઠાણી ?**

નકલ કરનાર શેઠાણી ? સુણી ના કોપશો વાણી,
હશે પરમાર્થિ ને શાણી, ખરી મુંબઇની શેઠાણી ?

અપંગો પર દયા આણી, દુખીના દર્દને જાણી,
મદદ દેતા ન અચકાણી ! અહાહા ! એજ શેઠાણી !
સ્થિતિ સ્વામી તણી જાણી, વીના "ઘાટી" ન ગભરાણી,
**શિયળવંતી વિનયવાળી, ગુણી ગૃહરાજ્યની રાણી !**
( " રા મણીકાન્ત " ની કાવ્યમાળામાંથી )

**નાટક-દીવાન—**

લુટો લગનનો લાવો **લાડીજી**, મોહન મળ્યા મતવાના (૩)
જોડી મઝાની જામી **સાહેલી**, ભેટયા **વહાલી ને વહાલા** (૩)
સ્વતંત્રા આ પહેલા નમુના, દાખવવા દુનીઆલા (૩)
આતા કસાચી ખામી નરાવી, પુરા **લગનહી** ઝાના (૩)
**એના** મરાઠણ **કેશવજી** બ્રાહ્મણ, એકતાર માંડયા થાવા (૩)
**પાદરીજીએ પુરાણ** વાચ્યા, માંડયા **સુધારા** થાવા (૩)
**પુનર્લગ્નનો** હેડો નમુનો, ન્યાળી ગીનોજી બાવા (૩)

**તૈયાર છે તાકીદે મંગાવો-છુપાપોલીશના પરાક્રમથી ભરપુર**
**ડીટેકટીવ વાર્તા**

**સાડાસાત ખુન-** એક બે નહી પણ સાડાસાત ખુનની હૃદય કંપાવનારી ભેદી વાર્તા કીમત ફકત **આઠ આના**

**ડાકટર કે દૈત્ય-** સુધરેલ સમાજમાં જેન્ટલમેનમાં ખપનાર ભીતરમાં કેવા કાળા કૃત્ય કરનાર હોય છે. મેસમેરીઝમના પ્રયોગથી પ્રપંચ કરી ખુનામરકી અને લુટ ચલાવનાર ડાકટરના કાળા કામોથી ભરપુર-ડીટેકટીવ વાર્તા કીંમત ફકત **બારઆના.**

મળવાનું ઠેકાણું-
**શા૦ ચુનીલાલ મગનલાલ બુકશેલર**
ઠે રાણીતળાવ-સુરત

અમારી આ લોકપ્રીય બુકની પહેલી આવૃતી
વખતનુ લોકપ્રીય દર્શાણીક ચીત્ર.

હિંદદેવી



બીજી અને ત્રીજી આવૃતિનુ ચીત્ર મુખપ્રષ્ટ પર જુઓ

**ખોડાણો** —કબીર ભજન—

તારી ધીરે ગાડી હાકારે, **મેરામણ** ગાડીવાળા,
તારી મજરે ગાડી હાકારે, **મેરામણ** ગાડીવાળા,
ઘોડા છુટયા થાનશે, પીછે પડી પોકાર,
દશ દરવાજા બદ હુવા, તોખી નીકળ ગયા અસ્વાર—તારી૦
ગગા કીનારે ઘર કરી, અને નહાવો નીરમળ નિર,
આપ્યા વિના શુ પામીએ, તે કહી ગયા દાસ **કબીર**—તારી૦

**અહલ્યાબઇ** — ▭ —

મને એવો પરણ્યો ભાવે, બોલ્યુ સાખે લાડ લડાવે,
નોકર થઇને નમતો આવે લાગે **પાય, પાય, પાય,**
મનગમતા વસ્ત્રો લાવે, હીરા મોતીડા મગાવે
પ્રેમે પ્રીતિરસ પીવડાવે, **ચિતડુ ચાય, ચાય, ચાય,**
**મીઠી બસી** હુ—એ મણીધર, મધુર નાદપર ડોલે,
નયન ઇશારે **થનથન** નાચે, **ખમા, ખમા,** કહી બોલે,
નમતો **જાય, જાય, જાય,**

ભલે **મેઘ** એ હોય **શ્યામ** હુ વીજળી થોડી થોડી,
કામણગારો કૃષ્ણ, ગણીને, બનુ રાધીકા ગોરી—જોડી,
જુગતી **થાય, થાય, થાય.**

ધોળે દિવસે રાત કહુ તો, "હાજી હા" જે કરતો,
બની દીવાનો રૂપ રગમા પાછળ પાછળ ફરતો,
"હ કહોવે" ધણી,તો તેવો જોઇએ, લાગે **પાય, પાય,પાય**

**આનદ લહરી** — ▭ —

હુ છુ **નખરાળી નાર,** સામુ ન જોશો લગાર—હુ છુ
નખરાંએ કઇકને ઘાયલ કર્યા છે, મૂર્છા પામ્યા છે હજાર—હુ છુ
વાંકી ભ્રમ્મર મ્હારી **કામણગારી,** નેણ જાણે **ખજરની** ધાર—હુ છુ
સ્હામુ જોશો તો પોક મુકી રોશો, બનશો બેઅકકલ ગમાર—હુ છુ

**સુદ્રા પ્રતાપ.** — ▭ —

બહુ ધીરજના ફળ મીઠા **બેન,** ધીરજના ફળ મીઠા છે,
કહે ઋતુ વિણુ **ફળ** કયા દીઠા, બેન ઋતુ વિણુ કયા દીઠા છે
તરૂવર તહા તરૂવરની છાયા, **કથ તહા કામનીની કયા,**
જન બહુ મથન કરીને થાકે, ઉતાવળે **આમ્બા** નવ પાકે
મન કરીએ ન અજીઠા બેન-ધીરજ

**અહલ્યાબાઈ** — ▭ —

પીટયા મરજો મા ને બાપ જોડયુ **કજોડલુ** રે
સુવા મોટા ઘરમા આપ જોડયુ કજોડલુરે
રંગ ન જોયા ઢંગ ન જોયા જોયુ ન રૂપ કરૂપ
કાળમીંઢને આપી કપુરી કરમે લખીયો કુપ
મને વળગાડયુ એ પાપ-જોડયુ કજોડલુ રે
મુકયો કાળજડા પર કાપ-જોડયુ કજોડનુ રે

**માલતી માધવ** — ▭ —

લ્યો સુદરી **સુમનની માળા,** જઇ કહેજો પ્રણામ **હમારા,**
માળા નહિ પણ **વરમાળા,** સુદર વર ઓ **શરમાળા**
મુખ દર્શનથી મન ચોરી (૨) ચિત હરી ગઇ બાળ ચકોરી,
તમે કિશોર એ **નવલ કિશોરી,** મટકે મોહ્યા મટકાળા લ્યો.

**સાગર સરીતા** — ▭:—

કુવારૂ રહેવુજ ઘણુજ સારૂ બળ્યુ પરણવાનુ, કાકાજી બળ્યુ પરણવાનુ,
સારો ધણી જો નહીં મળે તો જુગ જુગ રડવાનું,
**કાકાજી જુગ જુગ રડવાનુ**
પ્રેમથી રમાડુ તને વ્હાલી હમેશા, ખાલી તુ શીદ અકળાય,
**ઓ વ્હાલી ખાલી તુ શીદ અકળાય;**

આણીયા દીકરા મુગો મરી રહે, નહી તો ફજેતો થાય,
ઓ કાકા તમારૂં નખ્ખોદ જાય.
**મેનાં** તુ કયારે હવે મારી થાય નહીં તો કુવારૂં.

## અરૂણોદય —રાગ-ગઝલ-કવ્વાલી.

વ્હાલા કહુ વહેવારની, એ વાત આ **અમૂલ** છે,
અભીમાનથી ન સાભળો તો, આ **તમારી ભૂલ** છે।
મન માન્યુ મળતુ નથી, કોઇને બધુય સસારમા,
ખામીમા ખામી ખોળવી, એ તો **તમારી ભૂલ** છે.
કાળા છીએ રગે અમે પણ, કાળજા કાળા નથી,
તેનીય કીમત ના કરો તો, આ **તમારી ભૂલ** છે
છોડી અમે **શ્રી રામને**, જપીએ તમારા નામને,
તોએ ન રાખો નેડલો, તો જીવતર અમારૂ ધુળ છે
મીઠા અમી આપો નહી, તો ચાહ—એ શા કામનો,
**ચા**' પાઇ બાળો કાળજા, એ તો **તમારી ભૂલ** છે

## માલતી માધવ — ▭ —

ભાભી મારા **ડાહ્યા ડમરા**, શા માટે શરમાવો, તમે શા માટે રીશાવો,
ઓ નાની નણદલ આવો **આ કોણ ? તારો પ્રાણ !**
હવે શા માટે શરમાવો (૨) . ઓ

## વીર કુણાલ — ▭ —

હુ મદમાતી, **ભુલામણીને** નામે પકાતી,
કોઇ લ્હેરી જોઇ લજવાની, હુ લચક છબી લેખાતી
ભર જોબનમા ઝોલા ખાતી, દેવ દર્શને જાતી,
નીરખી કૈકની અ તરકળીઓ, ખીલીને કરમાતી, રશથી છલકે મુઇ છાતી,

**એકજ ભુલ.** —▭:—

મને ભોળીને ભરમાવીરે મા, કેમ કરૂ !
અણુસમજુને ફોસલાવીરે મા, કેમ કરૂ !
મારી પાસે પાસે આવે, છાની વાતો સભળાવે,
મારૂ દીલ લલચાવે, પેલો ગરજી,
પ્યારી કહીને બોલાવે, એની પાસે કેમ ફાવે,
એ તો સાભળે ન એકે, મારી અરજી,
છાતી–માં–તો અરરરરરર અગરરરરરર થાયરે મા કેમ કરૂ –મને
એના મોઢાથી મીઠાશ એ તો જાણે નાગપાશ,
પછી હોય કે ન હોય મારી મરજી,
કરે પરાણે એ પ્રીત, એને ક્યાંની હશે રીત ?
થઇ બેશે ધરાર મારો વરજી ?

**અરૂણોદય** **–આબાદીનો ઉપાય–**

ચાહો જો ભારતના સતાન, જગતમા ભારત આબાદી,
—**તમે અગે ધરો ખાદી.**

દેશ ઉદયની તજો નિરાશા, હવે બનો આશાવાદી,
વિદેશીના તમે મોહ તજ્યા નહીં, કરી દેશની બરબાદી,
કલક કાળા દુર કરો એ, પાવન કર પહેરો ખાદી.
**"આ દેશ ભારત વર્ષ છે, જ્યા પ્રથમ અરૂણોદય થયો,"**
**"અસ્તાચળે તમ ભાગ્યનો ભાનુ અરે આજે ગયો"**
**"પ્રાચીનકળા સદીર તમારૂં, તેજ હીણ દેખાય છે,"**
**"કારણ તમારી સપતિ, પરદેશમાં વહી જાય છે,"**
**લોકમાન્યના વીર વ્રતની, કઈ ધરો ઉરમાં યાદી,–તમે અગે.**

**સુર્યકુમારી** —:▭—

સોહામણી **સ્વર્ગની** વાટ, એક દીન શોહાવજો હોરાજ,
રસિલા **અમરાપુરીના** ધાટ, એક દીન શોહાવજો હોરાજ
મૃત્યુ લોકના મનુષ્ય કયા, કયા અમરાપુરી ધાટ,
અઘટીત-કહો એ કેમ બને, વસમી વીકટ એ વાટ
મુગટમણી તમે રાજસદનના, પારીજાત તમે નંદનવનના;
રાજવંશી દેવાંશી રસીકવર, પ્રિતજ્યોત પ્રકટાવી પરસ્પર.
મેળવવા અંતરમાં અંતર, **સ્વર્ગ** અમારૂ સોહાવજો હોરાજ,

**રાજા શંભાજી** —:▭:—

રાજા તારા ડુંગરીઆ પર, બોલે ઝીણા **મોર**,
મોર જો બોલે **પપૈયા** બોલે, કોયલ કરેરે કલશોર (૨)-રાજા.
આઝમ રાત **વીજલડી** ચમકે, છાઇ ઘટા શી ઘનઘોર (૩)-રાજા.

સાખી { કોકિલ કલરવ તું કરી, બળતીને નવ બાળ,
હું સુતી પિયુ વિરહમાં, હૈડે ઉઠે ઝાળ

બાઇ "**મીરાં**" કહે પ્રભુ ગીરધરનાગર, તું મારા ચિતડાનો ચોર—રાજા.

**અશ્રુમતી** —રાગ-ગરબો—

શું નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો,
નાચી રહયો જગ નચાવી રહયો—શું૦

સાખી { **કોયલ મધુર મોરલી બની, છેડે નટવર કા'ન,**
**વિરહ ઘેલી ગોપી ઘણુ, તજી નિકળી અભિમાન.**

રસિઆ વિનાની બની બાળા એ બ્હાવરી,
વેણું વસંત ચિત્ત વિંધી ગયો-શું૦

સાખી { **શીતળ સુખકર પવનની. લ્હેર ઘુમે ચોપાસ,**
**જાણું રાધા કૃષ્ણજી, રાસ રમે છે ખાસ.**

વિધ વિધ પખીના વેણ, ઘુઘરી ઘમકેરે,
મહિ મહિ મેનાના નાદ, ઝાઝર ઝમકેરે,

**સાખી** { **નવપલ્લવ વાઘા ધરી પચરગી શીર પાઘ,**
**ફાગ લાગ સાધી રમે, મદનરાજ મહાભાગ્ય,**

લ્હેરી લાલાથી રમે લલનાઓ લાડમા,
પ્રતિ ગુલાલ લાલ છાઇ ગયો-શુ૦

**બળીરાજા** —:—

છાને કહેતા છકેલી, રગીલા મને છાને કહેતા છકેલી,
**હુ તો જોબનમા ઘેલી બનેલી**—રગીલા મને૦
બાગબગીચાની સહેલ બહુ સુદર, જાણે શુ ઘરમા ગોંધેલી,
**બદામી હલવોને ધારી જલેબી,** તાજી તાજી ખાઉ પહેલી-રગીલા.
**સાટીનની સાડીઓ** કસબી ભરેલી કોર, સ્વપ્ને નહિ કોઇએ દીઠેલી,
પોલકાને ચોળીઓનો પાર નહિ મારે, લટકેથી લુટી લાવેલી-રગીલા
**નવસેરા હાર** સાચા મોતીના સુદર, બગડીઓ માણેક મઢેલી,
ઘુમણાને ઝુમણા લાડવાછ પહેરતી, વિદ્યા હુ પાકી ભણેલી-રગીલા.

**કેનકતારા** — —

મય તો મારવાડકો બનીયોરે-બમ્બઇ શહેરકો આયો
મારવાડસે નિકળ્યો જબ તો પાઉમે નહીં થો જુતો,
**ધાસલેટ (લે-ધાસલેટ)** કી ફેરી ફરીને પાજરાપોળમા સુતો-મ
બ્યાજ બટાકો ધધો કરીને **પૈસા** પાચ કમાયો
આધી આધી જમે કરીને **લાડીજીકો** લાયો—મય તો
**લાડીજીકો** મુખડો ધોયો, મોરે મનકો ભાયો,
લટક મટક કર ચાલી જાણે મોરો જી લલચાયો—મયતો,
(અયે! રામ રામ જીયો ભાઇ ગગારામ દીયા દાન છુટે આમ
**—તાબા દાન—પીતળ દાન.)**—મય તો

**કંસવધ.** — ▭ —

**કાનુડા તારી કામણગારી,** વૃજમા વાસલડી વાગી,
મીઠી ને વળી મોહક, મન વશ કરનારી—વૃજમા
મન વશ કરનારી, સ્વર સુણુતા લાગે સુખકારી,
હુ ઘેલી, (૨) તમ વિણ થઇ છુ **ગિરધારી**—વૃજમા

**છત્રવિજય** — ▭:—

આશીષ બાપુ આપો, અહીઆથી **વજો** માપો,
**મારા રાજા ચાલાકી આનું નામ છે—**
તાલ કેવો કીધો? ભગલા દગો તે દીધો,
આ સિંહ તણો ચાનાકીથી શીકાર પડાવી લીધો—મારા૦
ભોગ લાગ્યા મારા, મે ભગલાને ઘરમા ઘાલ્યો
ગોટાળો ગભીર કર્યો, ને બુલબુલ આ લઇ ચાલ્યો
**( વાહરે મારા વ્હાલા-લટકાળા લ્હેરી લાલા )**
કેશર શીદ કરો છો ચાળા? તમને લઇ જાય **મોટરવાળા**—મારા૦

**સુરદાસ.** **–રાગ ભજન–પદ**

નાથ કેસે ગજકો બધ છુડાયો, પ્રભુ એહી અચરજ મોહે આયો–ના
ગજ ઓરગ્રાહ લડત જલ ભીતર, લડત લડત ગજ હાર્યો,
જવભર શુઢ રહી જલ ઉપર, તબ **હરી** નામ પુકાર્યો–ના
**સવરીકે** બોર **સુદામાકે** તાદુલ, રૂચી રૂચી ભોગ લગાયો,
**દુર્યોધનકો** મેવો ત્યાગી, ભાજી **વિદુર** ઘર પાયો–ના
પેઠ પાતાળ **કાળી નાગ** નાથ્યો, ફણુપર નૃત્ય કરાયો,
ગીરી **ગોવરધન** કરપર ધારી, **નદ ઘર** લાલ કહાયો–ના
**અગાસુર** માર્યો, **બગાસુર** માર્યો, **દાવાનળ** પાન કરાયો,
સ્થભ ફોડકર **હિરનાકશ** માર્યો, **નરસગ** નામ ધરાયો–ના.

**અજમેલ** ગજ ગુનકા તારી, **દ્રોપદીકા** ચિર પુરાયો,
પયપાન કરતા **પુતના** મારી, **કુબજાકો** રૂપ બનાયો—ના.
ખોલ કોટડી પ્યાદલ ધાયો, ગરૂડકો નાહિ બોલાયો,
છુટો નહી રાધાજીકો કગન, ઓ બલ કહારે ગુમાયો—ના.
જોગી જીનકા ધ્યાન ધરત હે, ધ્યાન ધરત નહીં આયો,
"સુરદાસ" પ્રભુ તિહારે મીલનકુ, **જશોદાકી** ધેન ચરાયો—ના

**શ્રી ભોજાભગત કૃત. —ચાબખો રાગ ભજન—**

મુરખે નાર **કુભારજા** આણી, એનુ ઘર કર્યું ધુળધાણી—(ટેક)
પાચ મણની **લાપસી** ભરડી, મણની ભુજી **ધાણી,**
ઘી'ના ઘાડવા ઢોળી નાખ્યા, **દુધમાં** નાખ્યુ **પાણી**—મુરખે
વાર પરબે વઢવાડ કરેને, કલેશ કરે જાણી જાણી,
છોકરાને માથે છણકા કરેને, ચૂટીઓ લે તાણી તાણી—મુરખે
ખરે બપોરે રસોઇ નીપજાવેને રાતે જાતી પાણી,
છોકરાને મારી મારી સુવાડે ઓલવા રાત જાણી—મુરખે
ટાઢુ શીળુ કથ આગળ ત્રાસે, મરે જ્યારે ભૂત તાણી,
સાજ પડે ઘેર ભટકીને આવી, ઉપર જાતા રીશાણી—મુરખે
પટીયા પાડી આખ આજી આાડે, સાસરે પીયર ન સમાણી,
"**ભોજો ભગત**" કહે ગુરૂ પ્રતાપે, ઉતરેલ નાર શીદ આણી—

**સસાર નોકા.** — ▭ —

**શ્યામ ઝુલે હીંડાળા કુજન બનમેં કુજન બનમે મધુ બનમે.**

લતાએ પુષ્પોકા, ઝુલેમે કયા ઝુલાતી હએ ?
પવનકે ઝોકોમે કયેસી સુગધ આતી હંએ ?
ચમનમે ઝુકતે ઘાગે સમા દીખાતી હએ ?
મદનકો ગોદમે લેકર, એહ સબ રમાતી હએ ?
બસ ગઇ સાવરી સુરત એહ નયનમે ?

**વીર કુણાલ** —રાગ-ગઝલ—

સમય જો હોય સારો તો, સકળ સંસાર સારો છે,
સમય સારો સિધાવ્યો ત્યાં, નહી સંસાર તારો છે.
સમય પર જે મહારાજા, સમય પર તે ધરે ભગવા,
સમય પર ખાય તે ધક્કા, સમયનો રંગ ન્યારો છે
ચડે વાળ ચડે ભરતી, ચડે જોબન વધે લક્ષ્મી,
ઘડીમા તે પડી જાતા, સમયનો રંગ ન્યારો છે
સમય સારે ન સારૂ જે, કહે તે સહુ ગમારો છે,
અભાગી ખાય તે ખત્તા, સમયનો રંગ ન્યારો છે

**પૃથ્વીપુત્ર** —·▭—

નવીન પ્રમરમભીની મૃગનયની ભાન તું ક્યાં ભૂલી આવી,
શાણી સલુણી મદન મદભીણી. કોણે તને ભરમાવી બ્હેન ?-ભાન.
સરવર તટપર જલક્રીડાએ સહજ સખી એ તો આવી,
ચંપક છાંયે ઉભી રહી એને ભોગીએ ભરમાવી.
અરસપરસ અમ આંખ મળી મને લોચનીએ લલચાવી-બેન.
માર્ગે જતા મળ્યો મધુકર નિકટ ગધ અણજાણી,
મદભર રસીકા રસ લૂટતા રસ ધેન મહી ઘેરાણી,
મનગમતાની મોજ મહલમા ફુલ વેણી વીખરાણી-બેન.

**સુરદાસ કૃત** —ભજન-રાગ-પદ—

કે'વુ તે વાશે વહાણું, ઘેલા પ્રાણી કેવુ તે વાશે વહાણુ-(ટેક)
લાડીને લાવુ ને પુત્ર પરણાવુ, કાલની વાત ન જાણુ-ઘેલા,
બળીરાજા કહે લેઉ ઈન્દ્રાસન, યજ્ઞ કીધા નવ્વાણુ ઘેલા
જગત જુગદીશ ના ઓળખ્યા, પણ એક ન રહેવાણુ-ઘેલા.
કાયા જુઠી માયારે જુઠી, જુઠુ તે ઘર કેરૂં નાણુ-ઘેલા.
"સુરદાસ" કહે તમે હરી ભજી લ્યો, ઓચિંતુ આવશે આણુ-ઘેલા.

**છત્ર વિજય** — ▭ —

અલી નયન બાણુ કયા વાગ્યા ?
મનના મુગ્ધ ભાવ કયા જાગ્યા ? **સાચુ બોલ બોલ બોલ.**
કોણુ **રસિકવર** મળ્યા પરસ્પર કયા હૃદયે અનુરાગ્યા ?
લોચનીઆ મદઘેરા તનસે અધર સુધારસ તરસ્યા,
વશીકરણુ કોણે કીધા-આ, બ્હાન કહે કયા વરસ્યા ?-સાચુ
લાલ કોણુ ને લગની શાની, **હજી હુ બાળ કુવારી,**
ચાલાકી મુકી દો ચતુરા, જાણી ઠગાઇ તમારી

**સત્ય પ્રકાશ** — ▭ —

બાઈ હુ તો પરણી તોય કુવારી,
મને મળ્યો વૃદ્ધ ભરથાર, મારો એળે ગયો અવતાર-બાઇ.
**સાસુ** સતાવે **નણુદ** ડરાવે મ્હેણા સહુ સભળાવે
**કજોડલાની** કહાણી કહી મને પાડોશણુ શરમાવે,-બાઇ.
કુવે તળાવે પાણી જાઉ ત્યા લોકો પાછળ આવે,
**"નવી કાકી કયાં ચાલ્યાં"** કહીને, પીટયા મને બોલાવે-બાઇ

**ભિષ્મ પીતામહ** — ▭.—

જખમના દરદો જખમી જાણેરે, વિણુ જખમી શુ જાણે
મરદના **ઘા** તો મરદ વખાણે, કાયર શુ જાણે.
**ઓ બાઇજી** **કાયર શુ જાણે,**
આમ્ર સ્વીદમા **કોકીલ** માણે **મેના** ધાડમ દાણે,
હરખી હરખી **હુ**સ કમળના કોમળ તતુ તાણેરે,
**બગલા શુ જાણે** ઓ બાઇજી જ૦
પતિ પત્ની માણે રતીરસમા **કામદેવને** બાણે,
શુ સમજે તે **જોગી** જન્મના, જે જગ મીથ્યા જાણેરે,
**જાણે તે જાણે** . **ઓ બાઇજી** જ

**વૈરાટપર્વ** **રાગ-ભજન**

કાયા માયા કોઇકી નાહી ભાઇ, સબ કહેતે હય અપની અપની
સત્ય જુગમે હરિશ્ચંદ્ર ભયે રાજા, સત્યકી સત્ય કહી,
એક સત્ય કે કારને ઉને કાયા બેચ દઈ ?
ત્રેતામે રાવણ ભયે રાજા કચન કોટ સહી,
એક લક્ષ પુત્ર, સવા લખ જ્ઞાતી, વાકો લકડી નાહી મીલી ?
પ્રાન વાયુ જબ ઉડ ગયા તનસે, માયાભી મીટ ગઇ,
ઇસ દુનીયામે વોહી નર ભુલા, જીસને કાયા અપની કહી

**પૃથ્વી પુત્ર** **—રાગ-કવ્વાલી—**

લોકો કહે છે કૃષ્ણ કર્તા, અકર્તા •સાક્ષાત છે,
તો ધ્યાન દઇને સાભળો **આ અજાયબીની વાત છે**
**ખાંડવને** બાળ્યુ **અર્જુને** લકા હતી સોના તણી
**હનુમાનજીને** પૂછડે, ત્યા આદર્યો ઉત્પાત છે
બાળ્યો નકામો કામને, બેભાનમા શ્રી **શા** કરે,
દારિદ્ર જગતુ બાળવા ના કોઇની તાકાત છે
આ કોલસાનો ભેદ એ, દારિદ્ર બાળો દેશનુ,
જો કૃષ્ણથી એ ના બળ્યુ, **તો અજાયબીની વાત** છે
બ્રહસ્પતિ સમ વિદ્વતામા, વિપ્ર આ સાક્ષાત છે,
ઉલટા તણુ સુલટુ કર્યું, **એ અજાયબીની વાત છે**

**નંદ—બત્રીસી. -શેત્ર જ?-**

**ગગાજળ** નિરમળ સમુ શુદ્ધ **પવિત્ર**જ સાગ,
તેવુ કુળ જો ત્યાહર (તો) પડ **પાસા પોબાર**
**હંસ** ગયો **સરોવર** તીરે દીઠુ **અમ્રત** સાર,
પીધા વીણ પાછો ફર્યો, (તો) પડ **પાસા પોબાર**

સત્ય ચુકે જો **સાધ્વી,** ધરા ન ઝીલે ભાર,
તે ગુણ હોયે જો મુજ મહીં (તો) પડ **પાસા પોબાર**
**નાગ** મુખે અમૃત ઝરણુ ચોર કને **ભંડાર**
કામી પાસ **રહે** કામની (તો) પડ **પાસા પોબાર**
મીઠો આબો સર્વદા, ઉત્તમ ફળ દેનાર
સત્ય અસત્ય ઠરે નહિ, (તો) પડ **પાસા પોબાર**
વિમળ કમળ વિયોગીને, **ભ્રમર** ગયો તે ઠાર,
દીઠુ પણ અડકયો નહી (તો) પડ **પાસા પોબાર.**
**અહલ્યા સીતા દ્રૌપદી** સતી ખરી નીરધાર,
તેવુ ચિત્ત જો માહરૂ (તો) પડ **પાસા પોબાર**
ભૂખ્યા આગળ જો ધરે, ઉત્તમ ભોજન સાર,
ખાધા વિણ ઉઠે નહિ (તો) પડ **પાસા પોબાર**

**આનંદલહરી** — ▭ —

પાધરે પથે જા ગુમાની! પાધરે પથે જા
સુદરી સામા જોઇ જાદુગરી આખના ન કર ઘા,
**રસિયાજી**! આવી નાજુક વયમા અવળા લક્ષણ આ
**હઠીલા**! પાધરે પથે જા, **રસિલા**! પાધરે પથે જા,
**વાત કરૂ જરા છાતીયે ચાંપુ, કે ચુબન આપુ હા.**
**દંત દખે એવા અધરામૃતની, સાફ ઘસીને ના;**
છોગાળા! પાધરે પથ જા, છબીલા! **પાધરે પથે જા.**

**રાજતિલક** — ▭ —

બની **મુબઇની શેઠાણી,** હુ મોટરમા ફરૂ,
તુ પ્હેરે જો આ **ખાદી,** તો હુ કબુલ કરૂ,
બનુ પાટણની પટરાણી, રે હુ મોજ કરૂ—બની

ઘોડા ગાડીઓ મગાઉ, વાડી બગલા અપાઉ,
પણ ખાદી તો પહેરાઉ, તને મજરી
સાડી ફેશનેબલ લાવો, મ્હારૂ મનડુ મનાઓ—
વળી એરોપ્લેન મગાઓ, આપી વરદી
ઉડે *અદ્ધર સરરરરરરરર ફરરરર જાયરે હુ તેમા ફરૂ—બની
પ્હેરો હોસે હોસે ખાદી, પ્યારી એમા છે આબાદી,
મળે આઝાદી ને જાય ત્હારી શરદી,
પૂરો મ્હારા અભિલાષ, માનો મ્હારી ફરમાશ
મ્હારૂ દીલડુ બનાવી દીધુ દરદી—બની
હૈ—યા—મા ચરરરરરરરર અરરરરરરરર થાયરે, હુ કેમ કરૂ—બની

**મહાશ્વેતા કાદબરી** — ▭ —

અલી જોજે મનાતી ભોળી મેના, ભોળવશે તુજને પોપટજી મીઠુ મીઠુ બોલી,
અલી જોજે દેતી તુ અતર ખોલી ભોળવશે

સાખી { પ્રેમે પોપટ દાઝ દીલની દીલ મહીં સમાવશે,
ૠતુ વસતે માનુનીને મદનરાજ મનાવશે }

રસ રાજની રસરેલ જ્યા રગ રગ મહી વ્યાપી જશે,
જબ મારી મેના માનશે, પણ ખોઇ પાયે લાગશે—

**પુંડરીક** — ▭ —

હમણા તો નથી નવરાસ ગુરૂરાજ, અમો ઘડપણમાં ગોવીંદ ગાશુ,
મરણ પછીની વાતો કરો છો મોટી, ત્યારે હમણા શુ પ્હેરવી લગોટી,
વાત થાય છે ઉધારની તે ખોટી, કેમ શ્યામલાલ સાચુ યાર ઘડ
હજુ બાધવા છે મારે કઇક માળા, હજુ થાવુ છે દશ વીશ મીલવાળા
ઘર તાજા કરી ફુકવા દીવાળા—કેમ શ્યામલાલ સાચુ યાર—ઘ.
જ્યારે ચાલશે નહીં કાયા હમારી, ત્યારે સાભળીશુ કથા આ તમારી,
મળે નારી નહિ તો રહેજે બ્રહ્મચારી—કેમ શ્યામલાલ સાચુ—યાર

**મીનળ મુંજાલ** — ▭ —

હુ છુ કન્યા કુંવારી મને પરણ્યાના કોડ ! બ્હેન પરણ્યાના કોડ-
મને મળશે મન ગમતા રે રસીલાની જોડ,
પછી-**સર્વ કોઈ કહેશે સુંદરી** ! લાજ કાઢુ લટકેથી હુ વળી !
-હજુ નાની છુ બાઇ, શાને કરતી માથાફોડ, બાઇ કરતી માથાફોડ !
હુ છુ નાની એના વર લાવુ,-જેમા નવ કાઇ ખોડ !-હુ છુ

**સ્નેહલતા** — ▭ —

છે નોકરી દુ ખનુ મૂળ શૂળ સૌને મોટી હાય હાયરે,
શુળ સૌને મોટી (૨) છે૦
સારો દિવસ સેવા બજાવી, પોઢવુ આખર થાકી
રાત વિતી ન માલમ પડે કે ઝટ નોકરી જાગી -શૂળ૦
આમ દોડાવે તેમ દોડાવે કરાવે સર્વે વેઠ,
ધીક જગતમા જીવતર તેનુ (૨) ભરે આશરે પેટ -શૂળ૦
પડીત જ્ઞાની ધ્યાની સર્વે લખી ગયા વિચારી,
ગુલામગીરી છે નફ્ટ નોકરી (૨) નહીં કરવી તે સારી-શૂળ૦

**સુકન્યા સાવિત્રી—( યમ સાવિત્રી સવાદ)**

શામાટે શ્રમ કરે, સતિ તુજ પતિભક્તિ સાચી (૨) હવે પુત્રી વળ તુ પાછી.(૨)
**સાવિત્રી**—સજ્જન કેરા સાથમા, મે ડગ ભરીયા સાત,
મિત્ર ભાવે સુણજો હવે, આ દીન વનીતાની વાત.
ધર્મ જે વેદ પુરાણે ભણીયો, મુખ્ય ધર્મ **ગૃહસ્થાશ્રમ** ગણીયો,
કૃપાનાથમમ,પ્રાણનાથશુ રહી વૃતી રાચી(૨) વળુ મહારાજ કયમ પાછી(૨)
**યમ**-સુણી વિવેક ભરી મૃદુ વાણી, થયો પ્રસન્ન અતિ મન શાણી,
સત્યવાનના જીવિત વિના, કાઇ-**ઇચ્છીત વર યાચી,** (૨) હવે.
**સાવિત્રી**-મહારાજ ! **(મારાં અધ સાસુ સુસ્વર દેખતા થાય.)**

**યમ-તથાસ્તુ**'ભાગ્યવતીતુઅતિદુરઆવી,થાયકોથીમિથ્યા નવ ભાવી-શા૦

**સાવિત્રી**-પતિ સમીપ શ્રમ નહી જરી જ્યા જાએ મમ નાથ,
તપવૃત આપકૃપા વડે ત્યા આવુ તમ સાથ, સ ગતસજ્જન તણી નથી સોંઘી
મૈત્રી સ તપુરુષની મોંઘી,કૃપાનાથ મમ પ્રાણુનાથ શુ રહી વૃતિરાચી(૨)વળુ

**યમ**-અર્થ યુકત ભાષણ તારૂ બુદ્ધિમા વૃદ્ધિ કરનારૂ,
સત્યવાનના જીવીત વીના, કાઇ-ઇચ્છીત વર યાચી—હવે.

**સાવિત્રી**-મહારાજ (મારા બુદ્ધિશાળી સમરાજીને પાછુ રાજ્ય પ્રાપ્ત થાય)

**યમ**-તથાસ્તુ ' ઉત્તમ વર બે આપ્યા ભાવે હજી પ્રેમના પુષ્કળ આવે-શા૦

**સાવિત્રી**-સુપાત્ર જન કરતા કદી, સુપાત્રોનુ સનમાન,
સાધુ, તો દુશ્મન તણુ, પણ સાધે કલ્યાણુ
કૃપાનાથ મમ પ્રાણુનાથ શુ, રહી વૃત્તી રાચી (૨) વળુ.

**યમ**-શિતળ વચન સુધાસમ તારા, તૃષા તૃષાતુરની હરનારા,
સત્યવાનના જીવીત વિના, કાઈ-ઇચ્છીત વર યાચી-હવે.

**સાવિત્રી**-મહારાજ ' ( મારા પિતાના કુળની વૃદ્ધી કરનાર મારે
સો ભાઈ થાય )

**યમ-તથાસ્તુ** સાસરીયાનુ માન વધાર્યુ ,પીયરતણુ પણ કાજ સુધાર્યુ-શા.

**સાવિત્રી**-પર દુખે દુખીયા બને, દુખદ હૃદય વિશ્રામ,
ભરૂસો મારે સ તનો કરવાનુ શુભ કામ.

સ્વજન માહી વિશ્વાસ નવ લાવે, સજ્જન ઘર પુછતુ સૌ આવે,
કૃપાનાથ મમ પ્રાણુનાથ શુ રહી વૃત્તી રાચી (૨) વળુ.

**યમ**-મધુરા નવીન વચન સ ભળાવ્યા, અતિશય તે મારે મન ભાવ્યા
સત્યવાનના જીવીત વીના, કાઇ-ઈચ્છીત વર યાચી (૨) હવે.

**સાવિત્રી**-મહારાજ !મને મારા સ્વામીથી ઔરસ સો, પુત્ર થાય.

યમ-તથાસ્તુ ! ધટે ના થાવુ અતિ, વર લોભી, તજી પુઠ હવે
જા અહી થોભી-સ્થા૦

સાવિત્રી-સ્વધર્મ બ્હાયો સાધુને, જે ચુકે નવ લગાર,
સાપ્રત ભુત ભવિષ્યની, ગતિ તણા આધાર.
સજ્જન ફરે ન આશા આપી, બોલ્યુ અમોલ્યુ ન કરે કદાપી.
કૃપાનાથ મમ પ્રાણનાથ શુ રહી વૃત્તી રાચી (૨) વળુ
યમ-અમુલ્ય તારા વચન વિચારી, વાધે તુજમા ભકિત મારી,
ભગવતી હેલ્લુ ઉત્તમ અનુપમ, ઇચ્છીત વર યાચી. (૨) હવે.
સાવિત્રી-પુત્ર તણુ મુજને દીધું, પ્રભુ આપે વરદાન,
જીવીત દાન દઇ જીવનને, સત્ય કરો ભગવાન ..

---

**મીરા માણુકુ. –રાગ કહેરવા–**

હજારો મેરે કાનકા મોતી કાનકા **મોતી,** કાનકા મોતી–હ.
એરે મોતી મેરા, કીચપડા હે (૨) **લે જમુનાજલ ધોતી,**
( " **કૈસે ધોતી** " ) લે જમુના જલ ધોતી—હજારો—(૨)
અગલી બજાર મેરા, મોતીગુમાયા(૨) **પીછલી બજાર ખડી રોતી,**
("**કાયકુ રોતી**") પીછલી બજાર ખડી રોતી—હજારો—(૨)
એરે મોતી મેરા, લાખ ટકેકા (૨) **ધર છતીયન પર સોતી** (૨)
હજારો મેરે–(૨) કાનકા મોતી—(૨) હજારો મેરે—
" વાહરે વાહ બડા ભારી મોતી હો હો હો હો "

**રા' માંડલીક–રાગ આશાવરી–**

હઠ છોડ સખી ચલ સગ મેરે, **તોહે વ્રજમે કા'ન બુલાવત હૈ**
નહી તુમ બીન વાકો ચયન પરત નહી, ખાન પાન કછુ ભાવત હૈ
**મોર મુગટ** નહી પહેનત હય નહીં અગ સુગધ લગાવત હૈ,
નહી ધેનુ ચરાવન જાત સખી, વોહે **બંસીનાદ** ન ભાવત હૈ.
ક્યુ **એસો** હીયો તેરો કઠીન ભયો, તોહે લાજ શરમ નહી આવત હૈ,
જાકો જોગીજન ધ્યાન ધરત **બ્રહ્માદિક** પાર ન પાવત હૈ.
તોરી પ્રીતમે ભુલ ગયો **પ્રભુતા,** તકસીર વો માફ કરાવત હૈ,
એક બાત ન ઝુઠ કહુ સજની, અબ કયા ઇતના તરસાવત હૈ
પ્રિયા **આંખોસે** બેગે મીલો પ્યારી, વોતો, તેરોહી નાજ ઉઠાવત હૈ

**સુરદાસ ભજન —રાગ, પદ—**

**ક્યુંરે નીંદભર સોયા મુસાફીર,** ક્યુરે નીંદભર સોયા,
મનુષ્ય– દેહ દેવનકો દુર્લભ, **જનમ અકારથ ખોયા**–મુ૦
ધનદારા **જોબન** સુત તેરા, વામે મન તેરા મોયા,
**સુરદાસ** પ્રભુ ચલેહી પથકો, પીછે તેનુ ભરભર રોયા–મુ૦

**બુદ્ધદેવ. —રાગ, ગઝલ—**

પડતી હવે મુજને ખબર, તુમા જણાયે હર્ષ નહિ,
આ જગતની જંજાળની, ચતુરાઈ તે દીઠી નહિ
જયા પ્રેમ મારો ઝળહળે, ત્યા તે દીધો બદનો ખરો,
ઘરબારને છોડયા વિના યુક્તિ કશી સુજી નહી.
**હવે તો જો જરા જાગી**(૨)
ચોળી વિભૂતિ અંગ, બન્યો શુ યોગી (૨)
**સમાધી જુઠી દે ત્યાગી** (૨)-હવે
વિનાસી મહેલના વાસી, તને આ શી લગન લાગી (૨)
મધુરા પુષ્પને ત્યાગી, ગ્રહ્યા કાંટા શુ હીન ભાગી (૨)-હવે
ઉંડી આશ ધારીને, મે તારો સંગ કીધો તો,
ભરૂસો દઇ ભૂલાવી ઓ! **વિરાગી શુ ગયો ત્યાગી (૨)**-હવે

**ઉદયભાણ. — ▭ —**

બોલા મારા પ્રેમી પોપટજી બોલો બોલો, બોલો બોલો મેના બોલાવે,
બોલો રંગ રંગીયાજી ડોલો જરી ડોલો, ડોલો ડોલો પ્યારી ડોલાવે
મેના તારા વચનની વેણુ વાગી, લાગી લાગી લગીત લેહ લાગી,
મેના વ્હાલી મેના કે, ના કહે, પણ જાગી, જાગી અજબ જોત જાગી.
પહેલા પોપટજી પ્યારા રામજી સભારો-વાહ ? **મેના શુ-સતી સીતા વિસારો.**
ચતુર સુજાણ **સીતા-રામ** ઉચરાવો **બોલો**
પોપટજી પાજરૂ સોનાનુ સજાવુ, લાડીલી હુ લાલચુ નથી કે લલચાવુ
સોને રૂપે થી બીડ ભિતરની ભાગી .. . **લાગી**
રૂડા સુડાને રંગે રમાડુ, પાખે ધાનીને ફળ મીઠા ખવાડુ,
**ભાવના ભુખ્યા તમે શુ ? ભાવી ભાવના ભુલાવે ?-બોલો.**

**સરદારબા.** **—રાગ-ઉસ્તાદી—**

બસીવાલા આજોરે મારે દેશ, પ્યારી સામરી સુરત પ્યારો બેસ-બ.
આવન આવન કેહ ગયોજી, કર ગયો કોલ અનેક,
ગીણુતા ગીણુતા ઘીસ ગઇ, મોરી આગળીઆરી રેખ
સાવરીયા રસીલા સનુણા, પીયાને જીયાવે કરૂંગે નીશાર,
**હમતો જોગી પ્રેમકેરે, પ્રેમ હમારો દેશ**
**શુદ્ધ નહી પાઈ પીયુકી, તબ લીયો આ વેશ-મ**

**જલસા સગ્રહ** **—રાગ, પીલુ, પદ—**

કીસીકા કૌન સગાથીરે બાબા—કીસીકા
જુઠીરે માયા જગત ભુલાયા, કહેત પુરાણુકી પોથીરે-બા-કી.
દૌલત દૂનીયા માલ ખજાના, માત પિતા સગ નાહીરે-બા-કી
આપહી આપે અકેલા રીંજાના, **હોતે મશાનકી માટીરે**-બા-કી.

**કબીર ભજન** **—રાગ કીરતન—**

મુખડા ક્યા દેખો દરપનમે, તેરે દયા ધરમ નહી મનમે મુ૦
જેશી ફુલ રહી ફુલવાડી, બાસ રહિત નીજ ફુલમે,
એક દીન એસી હો જાયગી, ખાક ઉડેગી તનમે મુ૦
ચુવા ચદન, અબીર અરગજા, શોભે ગોરે તનમે,
ધન જોબન દો ઘડીકા સાથી, છુટ જાવેગા ક્ષણુમે -મુ૦
કોડી કોડી માયા જોડી, સુરત રહે નીજ ધનમે,
દશ દરવાજા બધ રહે તો, રહે ગઇ સમહી મનમે મુ૦
વાસનકી એક નાવ લગાઇ, લે ચલે જગનમે,
**ધરમી ધરમી પાર ઉતર** ગયે, પાપી ડુબે જલમે,
**કહત કબીરા સુનો ભાઇ સાધુ**, એ ક્યા લગ રહી મનમે મુ૦

**ચાલુ જમાનો** **-સમય પ્રભાવ-**

અવસરને વશ બસ થઇ રહેવુ, દુખ આવે તે તો સેહવુ,
દુખ આવે તે તો સહેવુ, પ્રભુ રૂઠે કોને કહેવુ -અ૦
વેળા વશ સીતારામ થયા વનવાસી,
વેળા વશ દ્રૌપદી થઇ સૈરન્ધ્રી દાસી-એથી શિક્ષણ લેવુ -અ૦
વેળા વશ નળ નૃપ, ગયા જુગારે હારી,
ભટકી દમયતી વનવન હાય બીચારી-છે ભાગ્ય પ્રબળ એવુ.-અ૦

**બુદ્ધદેવ** **—ગઝલ—**

દુખીને ડરાવે શાને, મરેલાને મારે શાને,
બળેલાને બાળે શાને, વેરી વિધિ,
રીઝાવી સતાવે શાને, સતાવી રીઝાવે શાને,
રીઝાવી જીવાડે શાને, દયાના નિધિ.
શશિને કલંકો દીધાં ગુલાબો મનોહર કીધાં,
નિયતા તે આવી શાને, અનિતી કીધી -દુખી
ચંદનને કુસુમનાં દીધા, સાગર જળ ખારાં કીધા,
અમૃત કહી ઝેર દીધા, જીવન અકારા કીધા,
રમણી હૃદયે આશા, નિરાશા દીધી -દુખી

**મહાશ્વેતા કાદમ્બરી** — ▭ —

હમારી લાજ તમારે હાથ, ઓ નાથ નિભાવજોરે હમારી.
"સદ્દગુણ જ્ઞાન સુબુદ્ધિ આપો, સતચિત આનંદ ઉરમાં સ્થાપો"
અગમ નિગમનો માર્ગ સુગમ બતલાવજોરે .હમારી..
ભક્તિ થકી ભવ બંધન તુટે, ડગલે ડગલે આયુષ્ય ખુટે,
શ્રીધર અમ તન મનના તાપ સમાવજોરે હમારી લાજ.

**બુદ્ધદેવ** —રાગ-ભજન—

**કાયા કાચ કુંપો,** તુ તો ચેતરે, હિણુ ભાગી હંસા,
અવિચળ પદીને તુ પેખરે, હિણુ ભાગી હંસા—કાયા૦
ઝાંઝવાના નીર સમજ આ, કાચી જીંદગાની તારી,
મમતા મુકી દે ને તુ તારીરે, હિણુ ભાગી હંસા—કાયા૦
**બે દિનના છે ઘરજાળ સઘળા, બે દિન અહિં રહેવાનુ છે,**
**બે દિનનાં છે સગાસબંધી, બે દિન સુખ લેવાનુ છે**
**બે દિનનો છે પંખી મેળો, અંતે ઉડી જાવાનુ છે,**
**લોકો જેને દુનિયા કહે-તે, એક મુસાફર ખાનુ છે**—કાયા૦

**મહાશ્વેતા કાદંબરી** — ▭ —

પતિ વીના પ્રેમદાના મનના, પુરાય કયાથી કોડ,
કહે સખી પુરાય કયાથી કોડ'
**સરજન હારે સરજી જગમાં, નરનારીની** જોડ (૨)
પશુ પક્ષી વન વૃક્ષ નિહાળો—સૃષ્ટિ માહિ સઘળે જઇ ભાળો,
નાના મોટા જીવ જંતુમા, પણ એવી નથી ખોડ—સ૦
પતિ ભજયે પાતક સહુ ટળતા, અખંડ સુખડા સેજે મળતા,
પતિ વિના સાહેલી જગમા, હરાય જીતી હોડ—સ૦

**દાનવી માયા** — ▭ —

ગાન મધુરાં ગાય રતિના રૂપે કામ લજાવે,
સ્નેહ સુધારસ સીંચન કરતા ઘડી ઘડી શરમાવે,**મુજને એ મોહન ભાવે.**
વાત વાતમા રીસ કરીને રોષ દોષ દર્શાવે,
**પણ મમતાથી પગે પડું તો, છાતી શું લપટાવે**—મુજને.
કરી કમાણી પૈસા લાવે પેટીમાંજ દબાવે,
**કુંચી કરમાં લ્યો શેઠાણી ! કહી કહી બોલાવે**—મુજને.

ઘર કુકડો થઇ ઘરમા બેસી આજ્ઞા નિત્ય ઉઠાવે.
**ઘરની દેવી કહી સલુણો સેવા સર્વ બજાવે**—મુજને
પ્રેમ પુષ્પનો પ્રેમ ભોગી તે પ્રેમસુધા પીવરાવે,
પ્રેમેથી પરિરંભણ આપી પ્રેમ ઝુલે ઝુલાવે—મુઝને.

**ઉમા દેવડી** —:▭—

છોડો છોડો છબીલા, જાઓ જાઓ હઠીલા,
મારી લુટાશે નવલખ લાજ–છબીલા.
તમે મોટા પુરૂષ મહારાજ, પાણી પહેલા બાંધી રાખોને પાજ–મારી.
વાહ વાહ વચન રસીલા તારા નયન રંગીલા,
● **ગોરી ગાળે સર્વનું ગુમાન**–રસીલી પ્યારી ગાળે
લાગે જેને પ્રીતીનુંજ પાન, ગણે નાના મોટા સૌ સમાન—ગોરી

સાખી { **કુથન કથે જગમાં બધાં, વિરલા પાલણહાર,**
**પ્રીતિ ભગત ભામા સદા' વચન નિભાવનહાર**

મુકો મુકો માનુની ગુમાન, શાણા દાસી છુ તારી સુજાણ,
ચાલો આવો ચતુર પ્રીય પ્રાણ—છોડો.

**ધના ભગત** **—ભજન—**

**રામબાણ વાગ્યા હોય તે જાણે**, બોલ્યા મુરખ મનમા ન આણે
**ધ્રુવને** વાગ્યા, **પ્રલ્હાદને** વાગ્યા, હરી ને બેઠા ઠેકાણે,
ગર્ભવાસમા **શુકદેવને** વાગ્યા એવું **વેદ વચન** પરમાણે—રામ.
**મોરધ્વજ** રાજાનુ મન હરી લેવા, મ્હારો **વા'લો** આવ્યા જે ટાણે,
**લઈ** કરવત મસ્તક પર મેલ્યુ, **પત્ની–પુત્ર** બેઉ તાણે- રામ.
**મીરાબાઇ** ઉપર કોપ કરીને, બોલ્યો રાણોજી ખડક તાણે,
**ઝેરના** પ્યાલા મ્હારા **ગીરધરલાલે**, આરોગ્યા **અમૃત** ઠેકાણે રામ
**નરસીહ** મ્હેતાની હુંડી શીકારી, વ્હાલે બેપ ભરી ખરે ટાણે,
આગળ સંત અનેક ઓધાર્યા, એવુ **ધનાભગત** ઉર આણે-રામ.

**મીરાંબાઈ** **—રાગ ભજન—**

કાનુડો શુ જાણે મ્હારી પ્રીત, બાઈ અમે બાળ કુવારારે-કા૦
જળરે જુમનાના અમે ભરવા ગયાતારે, કાનુડે આવીને છાટયા
નીર, ઉડયા છરરરરરરે-કા૦
શેરીએ ને શેરીએ અમે રમતા, ને ભમતારે, કાનુડે આવીને ખેચ્યા
ચીર, ફાટયા ચરરરરરરે-કા૦
વદરાને વનમા વ્હાલે રાશ રમાડયારે, કાનુડે તાણી માર્યા તીર,
વાગ્યા અરરરરરરે-કા૦

**ભજનામૃત —રાગ ભજન મીરાંબાઈ કૃત—**

**બલીહારી રસીયા ગીરધારી,** સુદર શ્યામ હો તજી અમને
મથુરાના વાસી, આવા ન બનીયેજી
વાસળડી વાગે વ્હાલા, ભણકારા વાગેને, વૃજ વાટ લાગે ખારી,—સુદર
જમુનાનો કાઠો વાહલા ખાવાને દોડેને, અકળાવી દે છે મુને ભારી
વૃદાવન કેરી શોભા, તમ વીણુ અમને તો નવ લાગે હવે સારી—સુ
ગોવરધન તોળ્યો વ્હાલા ટચલી આગળીયેને અમ પર ઢોળ્યો ગીરધારી
**મીરાંબાઇ** કહે પ્રભુ ગીરધરના ગુણુ, શુદ્ધ પ્રભુ લેજો માહરી,—સુદર

**કબીર ભજન —રાગ ભજન પદ—**

દયા ધરમ નહીં મનમે, મુખડા કયા દેખો દરપનમે,
કાગજકા એક નાવ બનાયા, છોડા **સમદર જલમે,**
નુગરા બેઠન વાલા ડુબે, સુગરા તરજાય ઉનમે,—સુ
મુચ્છ સમારી પાઘડી બાંધી, તેલ લગાવત તનમે,
ડુંગરકા પાની જોબનકા લટકા, ઠલજાવેગા છીનમે—સુ
ઓર કાયામા ઘાસ ઉગત હવે, ગૌઆ ચરત હવે બનમે,
**કહત કબીરા** સુનોભાઇ સાધુ રહ ગઇ મનકી મનમે સુ

**વીર કુણાલ** — ▭ —

હુ તો વીધ વીધ રગ બતાવુ નેન નચાવુ,
ને લલચાવુ મારા—કથને, વશ કરવા
રીસ કરી જોઉ આડી આખે, ભૂમિ ખણુતી શરમાતી,
હારે સખી લળી લળી હુ **લલચકાતી—**
મનાવતા પણુ હુ મરડાતી, છણુકે છટકી જાતી,
કહે માફ કર કાલાવાલા, કરતા હુ હરખાતી.
હારે સખી હસી હસીને ખસી જાતી,
પગેપડે જ્યા પ્રીતમજી, **ત્યાં પાણી પાણી થાતી —**

**ભજન–રાગ. ગઝલ—**

**શ્રીરામ** કહેનેકી મઝા, જીભકી જબાપે આ ગયા,
જીવન મુક્ત હો ગયા, ચારો પદારથ પા ગયા–ટેક
લુટી મઝા **પ્રહલાદને,** ઉસ નામકે પ્રતાપસે
**નરસીગ** હો દર્શન દીયા, ત્રીલોકમે જશ છાગયા–શ્રીરામ
ઐસા ભીલન-**શીવરી,** કીસ પ્રેમસે સુમરન કીયા,
પરમાત્મા ઘર આયકે, ઉસ હાથકે **ફુલ** ખા લીયા–શ્રીરામ
**વાલ્મીક** બડા અધમ, ઉસ નામકા સુમરન કીયા,
સત કોટી **રામાયન** કરકે, પ્રભુ પદારથ પા ગયા–શ્રીરામ
સતકોટી કી તકસીરમે, જબ શભુને પાયા ઉસે,
જાપે કૃપા ઉનકી ભઈ, સદ્દગુરૂમે દર્શન દીયા–શ્રીરામ.
સબસે બડી દરજા કીયા, ભક્તોકા ઇસ કલી કાલમે,
**નરસીહકી** હુડી દ્વારીકામે, શામરા શિકરા દીયા–શ્રીરામ
છા રહી કીરત બીમલ, કતુરાજમી સસારમે,
અબ કે માનીદ **તુલસી,** પ્રેમ રસબસી દીયા–શ્રીરામ

**સરસ્વતીચન્દ્ર** —◦▭—

પ્રિતી કરી શુ તરછોડી પરદેશી હા  હા છોડી પરદેશી, (૨) પ્રિતી
કશ દઇ અહો ભ્રમર કુમુદને, દો છોડી પરદેશી હા છોડી (૨)–પ્રિતી
પુરી પખીણી, પ્રેમ પીંજરમા, આખર પાખ મરોડી પરદેશી,
હા મરોડી પરદેશી  મરોડી પરદેશી  પ્રિતી
ત્યાગી કુમુદ વન, ભટકી ઓ ભમરા, આવ્યો અહીં શુ ફરી દોડી,
ઉડી જા ઉડી જા, પખી મુશાફર રેન રહી છે, હવે થોડી પરદેશી,
હા થોડી પરદેશી  હા થોડી પરદેશી  પ્રિતી

**સતી તોરલ** —ભજન—

**જેસલ** કરી લે વિચાર, માથે જમ કેરો માર,
સ્વપ્ના જેવોરે સસાર **તોળાદે** કરે છે પોકાર
આવોને **જેસલરાય** આપણુ મળીયે,
ખરા મત હોયે ત્યા જઇ ભળીએજી ?
આ ભવ આવીગો અવતાર માથે સદ્દગુરૂ ધાર,
જાવુ **ધણીને દરબાર** બેડલી ઉતારે ભવપાર--આવોને૦
**મોતી** એરણમા ઓરાય, માથે ઘરણુ કેરા ઘાય,
ફુટે ફોકટીઆ કહેવાય, સાચાની ખરે ખમયુ થાય આવોને૦
નવલખ કોથળીઓ બધાય, ત્યારે ગાધીડો કહેવાય,
હિરા માણેક હાટે વેચાય, તેના મુલ મોઘેરા થાય–આવોને૦
નિત્ય નિત્ય ઉઠી ન્હાવા જાય કોયલા ઉજળા ન થાય,
**એરા ગુણિકાનો તે તો બાપ** કોને કહેવા જાય.–આવોને૦
દેખા દેખી કરવા જાય, એ નર અધુરીયા કહેવાય,
હાથમા દીવો લઇને છતી આખે કુવે પડવા જાય–આવોને૦
એવી ચાર જુગની વાણી **સતિ તોરલ** દેવી ગાય--આવોને૦

**લવ-કુશ —વૈરાગ્ય, ભજન, રાગ પદ—**

જોને જરી જાગી મુરખા, જોને જરી જાગી,
અલ્યા સુતો શુ **અભાગી ! જીવ ! જોને જરી જાગી,**
સગાને સબધી ત્હારા, સુખના છે એવીરે [૨]
ઠેલી મેલી જાશે દુખમા રડતોજ ત્યાગી-અલ્યા સુતો શુ
કાયાની માયાને ત્હારી, કર તુ વિખુટીરે [૨]
તુટી ખુટી સાધનારો-નથી કો વિરાગી-અલ્યા સુતો શુ
મ્હારૂ આ મ્હારૂ છે માની, ગુમાની શુ થાતોરે [૨]
જતો હરખાતો માતો જાશે હામ ભાગી--અલ્યા સુતો શુ

**અબજોનાં બધન રાગ-"ભજન"**

**જાના હે જાના, સબકો હે જાના,**
સોહન જીસમે પહોચાના, ફિર નહિ આના જાના—ટેક
કાયા ધડ કચ્ચા ભાઇ, માયા બાદલકી છાઈ,
લડકા લડકી જુગાઇ, સ્વારથકી હે સગાઇ, મત હોના દિલગીર
માલ ખજાના મયના હાથી, ઘોડા ઓર સમયાના,
સબકો છોડ અકેલાહી જાના, આવે પરવાના,
જબ એકહુ ન ચલે બ્હાના, ચલતી નહી તદબીર—ટેક

**સતી દ્રૌપદી —▭—**

**ધરો કાંઇ હિત શિખામણ ધ્યાન,** ગર્વથી નથી નાથ કલ્યાણ,
કુસપે રહ્યુ કોણ આરામ, મેળવ્યુ કોણે મહીમા માન
અભિમાન પર્વત છે મોટો, **હેઠળ ઉડી ખાઇ**
ચડયા પડયા તે નવ પાછડાયા, છરમા ગયા ઘુદાઇ-ધરો૦
લકા સરખો ગઢ દુર્ઘટ ને સમુદ્ર સરખી ખાઇ,
લક પતિ પણ લંક ન લાગ્યો, રણમા ગયો રોળાઇ,

હિરણ્યાક્ષને—હિરણ્યકસ્યપુ. એ જબરજગ બે ભાઇ,
**નૃસિહ રૂપે નખે વધેર્યો,** માને ગયા મરડાઇ ધરો૦

**સતી તોરલ** —ભજન—

**એક દીન એવો આવશે,** જે રૂદીયામા સૌઉંના સાલેરે,
સગા મીત્રના કારણે વીરા કોઇનુ જોર નવ ચાલેરે
કાઢો કાઢો એને સહુ કરે વીર જાણે જન્મયા નોતારે,
ઘટનો ઘુઘટ દુર કર્યો ત્યારે રોકાયા દશ દરવાજારે,
આરે કાયાનો ઘટ ઘેરીઓ ત્યારે, રોકયો દેહનો રાજારે એક
સોળ વરસની સુદરી તે ઉભી ટગમગ જુવેરે,
આરે કાયામા હવે કાંઈ નથી ત્યારે ઉભી ધુસ્કે રૂવેરે
એની વળામણ શેરીયે માત ઝાપેથી વળશેરે,
સગા સગા તમે શુ કરોરે, સગા વળાવીને વળશેરે,
સગા તે વન કેરા લાકડા તે ભેગા આવી બળશેરે એક

**વિરાટ-પર્વ** **રાગ ઉસ્તાદી** ભજન

વરતન મુખસે કીયો ન જાય તેરો **રાધા કીશન મુરારી.**
ફાગન મે જબ હોરી ખેલત, બીહરત કુજ **બીહારી,**
**બી દાબન્દકી કુજ ગલીમે,** બહીઆ પકડ રગડારી,
ક્રોધમે આકર ભવે ચઢાકર. તમ બોલી **બીજનારી**
મત રગ ડારો લાજ ધરો તુમ, **હમહય નાર કુવારી.**
તુમ હો **નીરલજ** હમ નહી અયશે મુખશે સુનોગે ગારી
(તબ) ફગવા લીયે બીન જાને ન દુગા યુ હમકે બુના મુરારી,
અબ કહા જાઓ બચો મોરે આગે ભર મારી **પીચકારી,**
કહેને લગી સબ હાત જોડ—અય ગોકુલકે ગ્પ્વારી,
તુમરે પ્રેમમે બની હમ મુરખ, અગીઆ ભીજ ગઇ સારી,
અબતો છોડ દો ચીર હમારે તુમ જીતે હમ હારી

**સરોજની.** —ભજન—

કાળ નહિ છોડેરે, ઠાલા શાને મથીને મરો
પાપી ભ્રમણા કાજેરે, ધોળા કાળા શીદને કરો
**મન જાણો છો ! મે કર્યું કે, પણ કરનારો છે કોય;**
**આદર્યાં અધવચ રહે ને, હરી કરે સો હોય,**
મિથ્યા વૈભવ માટેરે, નિર્દય જુલ્મી શીદને ઠરો —કાળ૦
નક્કી સમજો કાળ રાય ત્યમ, રંક સર્વને ખાય,
બાંધી મુઠ્ઠીએ આવેલા, સૌ ખાલી હાથે જાય,
**કરશો તેવુ ભરશોરે** ! પરમેશ્વરથી જરી તો ડરો—કાળ૦

**બોડાણો.** —**વૈરાગ્ય ભજન**—

જુઠુ જુઠુ જગત ખરૂ જાણ્ય મારે
જુઠી જનની, જુઠા માયા, જુઠી મોહ ભરેલી માયા,
કાચ કુંપો છે કાયા, મમતા તાણુ મારે
ગગને જામે વાદળ ગોટો, પાણીમા પ્રગટે પરપોટો,
**ખેલ વિશ્વનો ખોટો—સાચો જાણુ મારે**
મારૂ મારૂ કરતા મરતા, દ્રવ્ય કાજ પાપે નહી ડરતા,
એની ચાલ્યા દામ ખજાનો ખાણુ મારે
જુઠી જાણો જગતની બાજી, આતશબાજી જાશે ગાજી,
અંતે સૌને સોવુ છે **સ્મશાન** મારે

**રાગ સાજ સગ્રહ-હનુમાન સ્તુતિ-**

ધન ધન મહાવીર **બજરંગ, રાવણ લંક** જનાને વાલે
આજ્ઞા **રઘુનંદનકી** પાય **પહુચે ગઢ લંકામે** આય,
ક્રોધિત હો દી અંગ લગાય, **રામકે** કામ બનાને **વાલે. ધન.**

**રાવનકી** બાટીકા ઉજારી, મારા **અક્ષય કુમાર** સુરારી,
ફસ ગયે **બ્રહ્મ પાશ** એકવારી, લીલા લલિત દીખાનેવાલે -ધન
ચઢી દ્રુમ **અશોકપર** હર્ષાય, દિન્હી ઝટ મુદ્રિકા ગિરાય
ચરનન ગિરે **સિતાકે** આય, પિયાકી ખબર સુનાનેવાલે ધન
શક્તિ **મેઘનાદ** ને મારી, વ્યાકુલ ભયે **લક્ષમન** બલધારી,
લાયે સજીવની સુખારી, **લક્ષમન** પ્રાણ બચાને વાલે ધન
માયા રચ **અહિરાવન** ધાય, જબ હર લે ગયા દોનો ભાય,
**રામકો લક્ષમન** સહિત ઉઠાય, જાય પાતાલમે લાનેવાલે-ધન
દુષ્ટોકો મારો તત્કાલ, ભકતોકા કરિયે પ્રતિપાળ,
શરણાગત દ્વિજ **મન્નીલાલ**, ધન બિધા બલપાનેવાલે,-ધન.

**સતી તોરલ** — ▭ — **રાગ-ગઝલ**

જીવન દિન ચારનુ ચટકુ **નકામો મોહમાયાનો**,
ઉડી જાવુ આહા અતે કરીને ત્યાગ કાયાનો
**થતા દરબારનો ડંકો** રહે ના ગર્વ બકાનો,
શુરાનો પણ સમય આવે સમાધિમા રમવાનો
અરેરે કયા માયાનો નકામો મોહ સસારે,
ભુરે જ્ઞાની છતા જ્ઞાને ધારાવી **ઢોગ ડાહ્યાનો**

**રા નાથુલાલ રાગ-ગરબો.**

પાતળીયા પાલવ મેલોરે, પાય પડુ રે
અલબેલા અળગા રહોનીરે પાય પડુ રે
છેગાળા છેડો મેલોરે પાય પડુ રે
વ્હાલાજી ગ્રાગ, મહીની, મટુકી મારી ફુટી (૨)
**આ કંઈ મોતનામાળા તુટી** (૨) રે પાય પડુ છુ -પાતળીયા.
વ્હાલાજી મારા કંસનુ રાજ નથી રૂડુ (૨)

કોઇ જાઇને કહેશે કુકુ (૨) રે પાય પડુ છુ -પાતળીયા
વ્હાલાજી મારા, ઝગડો ઝાઝો નન કીજે, (૨)
તુને દાણ શાનુ દીજે (૨) રે પાય પડુ છુ-પાતળીયા
વ્હાલાજી મારા દયાનો પ્રિતમ છે સોહાગી, (૨)
મુને તારી માયા લાગી (૨) રે પાય પડુ છુ -પાતળીયા

## સુર્યકુમારી—

અક્કલની એક વાત શીખાવુ જગમા મોટી હાજીહા
શેઠ પાસ વાણોતરની એક સાચી સોટી હાજીહા
શેઠ કહે સાગરનુ પાણી મીઠુ છે તો હાજીહા
ખારી સાકર, ગળ્યુ મીઠુ છે, તોપણ કહેવુ હાજીહા
રાત અંધારી, શેઠ દીવસ કહે તોપણ કહેવુ હાજીહા
મન પરખી માલીકનુ સૌએ થઈ રહેવુ ભાઇ હાજીહા

## શ્રી સત્યનારાયણ — ▭ —

કહુ આપ વીતી હુ કર્મ કથા હુ ખીઆરી,કાળજડુ નાખતી સહારી.—કહુ૦
આ નગર સાધુ શેઠની, બહુ લાડલી દીકરી હતી,
ખાતાં બગાસુ દાસીઓ, કઇ લાખ એ હાજર થતી.—કહુ૦
મોતી હીરા પ્હેરી ચરણ, ધરણી પરે ના ગખતી,
તે આજ ટુકડા કાજ તમ ઘર, આવીને ભીખ માગતી—કહું૦
પતીને પીતાજી લેઇને, બ્હાણે વિદેશે સચર્યા,
ચોરાઇ ગઇ લક્ષ્મી અને, આગે રખડતા છે કર્યા —કહુ૦
ચઢતી અને પડતી પ્રભુ, ચીરકાળ કોની ન રાખશે,
ભીખારી પળમા ભૂપ થઇ, ભુપ થઈ ભીખ માગશે—કહુ૦

**સતી તોરલ** —ભજન—

પાપ ત્હારૂ પ્રકાશ જાડેજા પાપ — ત્હારૂ પ્રકાશરે,
ત્હારી બેડલીને બુડવા નહિ દઉં જાડેજારે-**તોરલ કહેછે**
**હરણ હર્યા લખચાર** તોરલ દે હરણ હર્યા લખ ચારરે,
કંઇક વનમા મૃગલા મારીયા, તોળાદેરે એમ **જેસલ કહે છે**
કર્મ ત્હારા સભાર જાડેજા ધર્મ ત્હારો સભારરે—તારી બેડલી.
**લુટી કુવારી જાન** સતી નારી, લુટી કુવારી જાનરે,
સાત વીશુ મોડબધ મારીયા તોળાદેરે, એમ—**જેસલ કહે છે**
ધર્મ ત્હારો સભાળ જાડેજા ધર્મ ત્હારો સભાળરે—તારી બેડલી
**તોડી સરોવર પાળ,** સતિ નારી તોડી સરોવર પાળરે,
ભાઇ ભાભીને મે મારીયા તોળાદેરે એમ **જેસલ કહે છે**
કંઇક પરમાર્થ કર જાડેજા કંઇક પરમાર્થ કરરે—તારી બેડલી
**માથાના જેટલા વાળ** સતિ નારી માથાના જેટના વાળરે,
એટલા કુકર્મો મ્હે કર્યા તોળાદેર એમ—**જેસલ કહે છે**
પાપ તારૂ પ્રકાશ જાડેજા પાપ ત્હારૂ પ્રકાશરે,
વિનવે **જેસલરાય** સતિને વિનવે **જેસલરાય,**
મારી બેડલી ઉતારો ભવ પાર, સતિ મારી

**કંસવધ.** —ગરબો—

જમુનાને તીરે જાદુવાલે, સખી બંસરી બજાવી,
નંદલાલે વ્હાલે ચિત ચોરી મને બાવરી બનાવી
ભૂલાવી મારૂં ભાન સાન કહાન ગયો હાહા,
મને મોરલીએ મોહીની ઉપજાવી—જમુના

સાખી } **સુંદરજી જોઇછેલની, ઉપજી અંતર પ્રીત,**
**નટવર ગિરધર શ્યામમાં, ચોરયું મારૂં ચિત.**

નયન નેહે નચાવ્યા વાલીડે સખી મુખ મલકાવી,
છુપી છુપી કરી સાન, મને લીધીરે લોભાવી,
ન ભાવે ખાનપાન નિદ ન આવે હવે, લગન લલનાએ પ્રેમની લગાવી

સાખી } વીરણ થકી વિધાયલુ, અંતર અતી અકળાય,
અળગો રહે અલબેલડો, શુ કરૂ સખી ઉપાય -જમુના

**રંગતરગ—** **રાગ ગઝલ—**

જગત પરવા નથી મુજને, વીરાગી હાલ મ્હારો છે
અનીતી વાત છોડી દે, નીરાળો ખ્યાલ મ્હારો છે
અરે કેવળ ઉદર ભરવા, પશુ પેરે ગુજર કરવુ
ન બનશે તે કદી કાળે, મનુષ્ય અવતાર મ્હારો છે
બદીની છાપ બ્હોરીને, શરીર શણગારવુ મીથ્યા
અવર શણગાર નથી ધરવા શીયળ શણગાર મ્હારો છે
સ્પૃહા કિંચીત ન કચનની, મને તૃણવત જગત ભાસે
સહુ દુખ દુર છે મ્હારા, પ્રભુ રખવાળ મ્હારો છે

**સુરદાસ.** —:▭—

દે કરકે મુજકો ધોકા વો **માયા** ચલી ગઇ !
માયાકો મેરી લેકે વો માયા ચલી ગઇ !
કરકે **ઈશારા** અખંકા મુજકો લુભા જાઇ !
મુજકો **અકેલા** છોડકે માયા ચલી ગઇ !
તાકે હય જીસ તરાહ કોઇ અપને **શીકાર** કો !
મુન્હમે પકડકે ચુહા વો **બીલ્લી** ચલી ગઇ !
મયને કહાથા ઉનકો **મુબાઇકો** જાયેગે !
**અમદાવાદ** મુજકો છોડકે વો **દીલ્લી** ચલી ગઇ !
**નીરલોમીકી** હજામત ઐયસી વો'કર ગઇ !
કરકે હજામત ઉલટે છુરેસે ચલી ગઇ !

ઓડાણો —•▭•—

રગમે કયસે હોરી ખેલુગી, સાંવરીયાકે સગ,
ધોબી ધોવે મયલે સયલે, ધોબનીયાકે સગ
કીસ પાપીકી નજર લગી, મેરી ચોલી હોગઈ તંગ,—રગમે૦
મેરા શોહર સુરત મીલા હય, રોજ પીવે હય ભગ,
હાય જવાની હો ગઇ ગારત, પાની હો ગયા અગ—રગમે૦

સતી દમયતી. —▭—

દમયતી-જાઓ સીધાઓ બાળ અમારા અતરના આરામ,
મળીશુ ફરીને મેળવશે જો ભકતવત્સલ ભગવાન-
બાળક—હાય અભાગી અમ પામરપર આવ્યો દુ:ખકર યોગ,
બાળ અમે લાચાર સહીયે, માત તાત વિયોગરે-
દમયંતી-નીરવિનાની સરિતા સુની મચ્છ વિના સુની ગાય,
પાખવિના સુની પખીણી જેમ બાળવિના સુની માયરે-
સુદેવ—સારા નરસા યશ અપયશના વડીલ કરે જે કામ,
ભોગવવાં પડે તે સર્વ સ્વજનને તેના જે પરીણામરે-

ઉદય-ભાણુ —રાગ. ભજન—

ટાળ્યા નહીંરે ટળે લખ્યા લલાટે લેખ—ટાળ્યા૦
વાવ્યા બીજ તે ફળે કરમે લખ્યુ તે મળે—ટાળ્યા૦
દશરથ આંધેલ તલાવડી, પાણી શ્રવણ ભરે,
ધર્મ કરતા ધાડ થઇ, આંધળા ઝુરી તો મરે—ટાળ્યા૦
રઘુવીર ચાલ્યા વનમા સીતા રૂદન કરે,
દુષ્ટ દગે સતી લઈ ગયો, લંકા પલમાં બળે—ટાળ્યા૦
હરિશ્ચંદ્ર જેવો રાજવી, નીચ ઘર મજુરી કરે,
રાણી વેચી પરઘરે, વેળા ચાહે સો કરે—ટાળ્યા૦

**રામવર્ષા** —**વૈરાગ્ય, રાગ મારૂ**—

જીન્હા ઘર ઝુલતે **હાથી**, હજારો લાખકે સાથી,
ઊન્હોકો ખા ગઈ **માટી**, તુ ખુશ કર નીંદ કયો સોયા ટે
નકમરાહ કુચકા બાજે, ફિ મારૂ **મૌતકા** ગાજે,
જયો **શ્રાવણ** મેઘરા ગાજે, તુ ખુશ કર નીંદ કયો સોયા—૧
કહા ગયે **ખાન** મદમાતે, જો **સુરજ ચાંદ** ચમકાતે,
ન દેખે કહા જીવહ જાતે, તુ ખુશ કર નીંદ કયો સોયા—૨
જીન્હા ઘર **લાલ ઔર હીરે**, સદા મુખ **પાન** ઔર બીડે
જીન્હાનુ ખા ગયે **કીડે**, તુ ખુશ કર નીંદ કયા સોયા ૩
જીન્હા ઘર **પાલખી ઘોડે**, જરી જર મફતકે જોડે,
વહી અાહ મૌતને તેડે, તુ ખુશ કર નીંદ કયો સોયા-૪
જીન્હાકે બાલ થે કાલે, મનધ્યા દુવસે પાવે
વહ આખર આગમે ડાલે, તુ ખુશ કર નીંદ કયો સોયા ૫
જીન્હા સગ પ્યાર થા તેરા, ઊન્હાને કીયા ખાકમે ડેરા,
ન ફિર વહ કરનેગા ફેરા, તુ ખુશ કર નીંદ કયો સોયા ૬

**સત્ય પ્રકાશ.** — ▭ —

આજ હુ તો પરણ્યા પિયુથી રીસાણી,
મને મોહનજી આવી મનાવશે
પાછળથી આવી એ પકડે પાલવડો,
હુ — પીયા મોહનજી મુકોને કેડલો
બોલ મારી મીઠડી! બોલની રસીકડી! એવુ કહીને બોલાવશે
વ્હાલમના નેણુ માગ ચિતડાના ચોર, મારા મીઠા કળાયલ મોર
કહેશો જો કથ મને વગડાનુ ઢોર
તોય હુ કહીશ મારા કાળજાની કોર કયારે આવશે

## શ્રી બ્રહ્માનંદ ભજન.—રાગ ગઝલ—

કૃષ્ણ ઘર નંદકે આયે મિતાગા હોતો એસા હો.
કરે સબ પ્રેમસે દર્શણ દુલારા હો તો એસા હો
બકાસુરકો મશલ ડારા, પુતના જાનસે મારી,
કેશકો કેશસે ખેચ્યા ખિલારા હો તો એસા હો.
કુદ પાનીકે અંદરસે, નાગકો નાથ કર લાયે,
ચરણ ફણ પેધર કરકે, નચારા હો તો એસા હો
તીર જમુનાકે જા કરકે બજાઇ, બસરી મોહન,
ચલી ઘર છોડ બ્રજનારી, પિયારા હો તો એસા હો
રચાઇ રાશ કુંજનમે, મનોહર રૂપ બન કરકે,
દેવ દર્શનકો ચલ આયે, દીદારા હો તો એસા હો
ગયે બ્રજ છોડ ગોકુળકો નહિ ફીર લોટકર આયે,
સખિ રોતિ રહી બનમે, કીનારા હો તો એસા હો
પુરી દ્વારાવતિ જાકર મહલ સોનેકે બનવાયે,
હજારો રાનિયા વાહી, ફસારા હો તો એસા હો
કુરૂ-પાંડવ લડે રનમે જીત અર્જુનકી કરવાઇ,
બચાઇ લાજ દ્રૌપદીકી સહારા હો તો એસા હો
ઉતારા ભાર ભૂમીકા સિધારા ધામ આપનેકો
વો બ્રહ્માનંદ દુનિયાસે નીયારા હો તો એસા હો

## સોનેરીજાળ                રાગ ઉસ્તાદી

કયસે ખોલું અટારી, નયનોકે બાન લગ જાય,
બાયો ભોલો જોબનવા લુટાય, કયસે
જોબનવા જોર કરે, મનવા ન ધીર ધરે, ઘુંઘટકોપટ ખુલ જાય (કયસે)
પાપી-પપૈયા, ન બુલબુલ સે બાત કરે, જોમનકો રંગ ઉડ જાય, (કયસે)
જમના કે તીરે ખડો કુંવર કન્હાઇ. મોમે નજરીયા મીલાય,- કયસે

**રા'માંડલીક** —:▭:—

બોલો બોલો પ્રીતમજી, બોલો પ્રીતમજી, **પાછા મને શું સતાવશો**
પ્રીતે રીતે મને રીઝાવશો.—"**એમ હા**"
મને સોના મોતીથી મઢાવશો—"**હા બાઇ હા**"
જો જો ખોટા બ્હાના ના બતાવશો, બોલો

**કારભારણ કામણગારી હું,—**

કારભારી કામણગારો હું, ભરે સલામ લોક હજારો—
સોનાના અસ્તરા બનાવી મુકું આખુ ગામ—
નાતીલા પણ કબુલ કરે, **ધાસ્તી ભરેલુ** કામ,
જો જો હું તો હડકાયા થઈ ના જશો બોલો

**રા'માંડલીક** —:▭:—

પ્યારા પ્રીતમ રસરાજ અમને આજ રીઝાવો,
લટકાળા જલના કાજ સૌ શણગાર મંગાવો,
સાચા સાડી **ચોળી** લાવો, પાટણના પટકુળ મંગાવો,
હીરા મોતી ટાંકી પટકુળે, પાડી ભાત કસબી કોર મુકાવો
લાડ લડાવુ તમને શાણી—જે માગો તે આપુ આણી
હોંસે રવામા મારા મનડાના પુરો કોડ, **મોંઘી હાજ્રિસ બધાવો.**

**મીનળ—મુંજાળ —રાગ. કવ્વાલી—**

જગતના જાણુ ભેદુઓ રસીક દીલના દીલાવર હો,
બતાવો કોઈ તો આશક ! .. જગતના.
કરૂ તન બદન સૌ કુલ આપુ માગો જે તે મુલ,
**ઝુરે આ કુમળી બુલબુલ, બતાવો કોઈતો આશક !**
મૃદુ આખડી આંજી ગુંથી વેણી ફુલડાથી,
ચુકી કસકસી બાંધી, બતાવું કોને તે આશક!—જગતના

**મીનળ-મુજાળ -રાગ-ઉસ્તાદી-**

અલબેલા અકેલા આયા અલી, જાને ન પાવે વાકી રોકા ગલી,
મય જલ **જમના** ભરન જાત રહી, બીચ ડગર મોહે આન છલી.
તોરો હવ હાર હોઇકો સજની, નથ બેસર મોરી ચપાકલી-અલબેલા

**છંત્ર વિજય** :—▭—

પાતળીઆ પાનર છોડો કોઇ જોઇ જાશે,
-નખરાળા શીદ તરછોડો મારો જીવ જાશે
બાળી ભોળી હું બાળ કુંવારી,
બાળો ભોળો હું છું બ્રહ્મચારી
**છોડો છોડો મારો હાથ મરડાઇ જાય છે**
**આના આવા ચાળા જોઈ લાહ્ય થાય છે.**
**કાં શું થાય છે?**(મારો જીવ જાય છે,અરે હાય હાય હાય)

**ઉદય-ભાણુ.** —▭—

રસીયો રસીલી ચાંદની નો સમો સાધી,
તજી સઘળી ઉપાધિ ગયા ઉપવનમા
ચુપચુપ વાતો કરે, **નેન ના** ઈશારા કરે;
સગે હસે હરે ફરે રગ ધુનમા—(**પછી**),
પળમા રીસાયા છે રસીલા, ભાન ભૂલી ભામિની,
માનતા મોહન નથી, હાથે પગે થઇ માનુની.
વેળા રસીલા વહી જશે, પસ્તાવો પાછળથી થશે,
માન મોહન ! માન જાશે. કાળ કા'ણી રહી જશે.
તુ માન મને ના માન મને પરવા નહિ,
જીવજાન તને નહિં અલગ કરૂ તનથી,
પ્રીત વચન વીણા રચના રસીયા મન વસીયા મારેજી—

**ભજનમાલા—** **રાગ. પદ**

જીને **ઈશ્કમે** શિર ના દિઆ, જગમે **જીઆ** તબ ક્યા હુવા,
**ચરખા** પોકારે રૂઇ રૂઈ, **આશક** પુકારે **તુહી તુહી;**
જીને પ્રેમરસ ચાખ્યા નહિ, રસીઆ બના જબ ક્યા હુવા—જીને
દરિયા કીનારે **આલમ** ખડા, આલમ જાને દરિયા મેરા,
ડુબકી દિયે **મોતી** ના મિલા, **આલમ** બના જબ કયા હુવા—જીને
**જોગી** જૂગત જાને નહિ, કપડા રંગા તબ કયા હુવા,
જીન આપ **વટ** રંગા નહિ, **પરઘટ** રંગા જબ કયા હુવા—જીને
**કાજી** કીતાબે ખોલ કે **'મશલ્લા'**, સુનાવે ઓરકુ,
આપે **અદલ** ચલતા નહિ, **કાજી** બના જબ કયા હુવા—જીને
**મક્કે** મદીને શેહેરમે, **શજદા** કીઆ તબ કયા હુવા,
દિલકા કુફર જાતા નહિ, **કલમાં** પઢા તબ કયા હુવા—જીને
કેહેરે **અલી** સુન બે **વલી,** પીયુ પીયુ કિયે મેરા જી ગયા,
જીન સાંઇ ગુન ગાયા નહિ, રોના ફિરા તબ કયા હુવા—જીને

**પૃથ્વી પુત્ર**

—:—

આવી આવી વસતની બહાર, સુની મારી સેજલડી,
તોયે આવ્યા ન હૈયા કેરા હાર, સુની મારી સેજલડી
લાવો લાવો સમજાવી, સુદર શ્યામ શ્યામ શ્યામ,
આવો આવો અતરના આરામ, સુની મારી સેજલડી

સાખી { **મીઠા બોલી કોકિલા કરે મધુર ટહુકાર,**
**વીરહે વ્યાકુળ વલ્લભા દેતી આપ હજાર.**

મનગમતા મોહન લાલા અતર છો વિહ્વળ વ્હાલા,
પ્રીતિ ધાર વરશાવો, શાને તરશાવો, ફુલસૈયા સોહાવો,
ફુલમાણુ વિધે પ્રાણુ-આ સુની મારી સેજલડી

**અહલ્યા બાઇ** — ▭ —

રાજ સામી સાજના આવજો, **સામી** સડકપર બંગલો,
મીઠા મ્હેમાન આજ આવજોરે—સામી૦
પ્રીતિ સરોવરની પાળે પાતળીયા
અમીરસ પીજો પીવરાવજોરે—સામી૦
કાયાને ક્યારડે મ્હેકે કસ્તુરી
લ્હેરખડા લુંટજો લુટાવજોરે—સામી૦

**બુદ્ધદેવ** — ▭ —

પિયુ પિયુ પોકારતીરે, પપૈયા વધુ ઝુરે વનમા,
વિરહ અંગાર ઉઠે તનમા, અતિશય બળી રહી મનમા—પિયુ૦
ખીલતી આ કળી કુસુમની, ભોગી વિના કરમાય,
ઝુકતી આ લલિત પાંખડી, ભોગી મધુકર ન્હાય—પિયુ૦
**બાળા રસાળી અંતરે, આકુળ વ્યાકુળ થાય,**
**નમ્ર નવોઢા નૌતમ રમણી, રસિક નરવર ન્હાય,**
હસણી દુખી થતીરે, કોમળ માનસ ઉપવનમા—પિયુ૦

**કુસમાવતી.** **—ભજન—**

ભલે જન કોટી યત્નો કરે, નસીબના લખ્યા લેખ ના ટળે
પાપીયા પાપી પગલા ભરે, અંતમા માથુ પટકી મરે
**હરિશ્ચંદ્ર** મહારાજ જુવોને, નિચ ઘેર સેવા કરે
**ચઇ** સેવકી **સતિ** લેખથી ગુમાન શાને કરે—નશીબ
**પાન્ડવ** સરખા ધર્મ ધારી પણ, વન વન રવડી મરે
**ચીર** હરણ થયા **સતીનાં** પ્રભુ કૃપા ત્યા કરે—નશીબ
**સતીયા** સુરજન ભને કુજનથી, કદી પીડાના ફરે
**સત્યમેવ જયતે** સમજજો, ન્યાય નીયતા કરે—નશીબ

**સોનેરીજાળ—** **રાગ-ગઝલ**

દીલદારકી હર યાદમે **જોબન** ગયા તો કયા હુવા,
યે **ગુલ બદન** કીસ કામકા દિલદારકી યારી બીના,
દિલદાર નહિ તો હમ નહિ, **જોગન** બની તો કયા હુવા,
**(વો)** ઇશ્કકી ઇજ્જત બીના, ના ચયન દિલ પાવે કહી,
**જપતે** ઝમાપર નામકો, **હમ** બી ગયા તો કયા હુવા,
**હીરા** મીલા, **મોતી** મીલા **સુરત** મીની, સબ કુછ મીલા,
દિલદાર **આકે** ના મીલા, **જોબન મીલા,** તો કયા હુવા,

**સુરશ્યામ** — ▭ —

સૈયા હુ છુ ગુલાબી રંગ પ્રીતમ રંગ કેશરીયા,
મારૂ જોબન ગુલાબી રંગ પ્રીતમ રંગ કેશરીયા—સૈયા૦
પાન ગગેરી જસોદા બીડીયા, ચાવે ગુલાબી ફુલ,
ચલાવે રંગ કેશરીયા—સૈયા૦
**ચુન ચુન કલીયાં શેજ બીછાઇ,** સોવે ગુલાબી ફુલ
ઉડાવે રંગ કેશરીયા-સૈયા૦

**કામલતા** — ▭ —

આપ પાપડ વાડીમા પધારજો લ્હેરીલાલ
મંદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે
રંગરંગીલા યાલ મારી પાડોશમા તુલસી કયારાનુ નીશાન છે,
છજામા **તુલસીના ઝાડનુ નીશાન છે**—લ્હેરીલાલ
આપ ને અભંગ **આજ** સાંજ પહેલા પધારજો
હડતાળવાળાનુ તોફાન છે, જબરૂ હડતાળવાળાનુ તોફાન છે—લ્હેરીલાલ.
જોખમ ભરેલુ કામ પુરી પંચાત છે, ધારતી છે આફતમા
**જાન છે, મારા બાપ ધારતી છે—લ્હેરીલાલ.**

**રામગ્રાફ ન ૫૧૨ -ઉસ્તાદી ભજન-**

**અલ્લી** જી કરપે, મુરખ મનવા પીછે તુ પસ્તાવેગા,
**રે ભાઈ, પીછે તુ પસ્તાવેગા,**
ઇસ દુનીયામે કહેત **કબીરા** ફેર જનમ નહિ પાવેગા[૨]-અલી
દેરે દીલાવે નામ **મૌલાકે,** દેવેગા તો પાવેગા,
**રે ભાઇ દેવેગા તો પાવેગા**
ગયા વખત ફેર નહિ મીલનેકા, ખાલી હાથે જાવેગા(૨)-અલી.
દુનિયાકે દૌલત માલ ખજાના, સગ ન તેરે આવેગા
. રે ભાઇ સગ ન તેરે આવેગા
મહેલ મહેલીયા, બાગ-બગીચા, સબ છોડકર જાવેગા(૨)-અલી.
હાથીરે ઘોડા ફોજુરે લશ્કર ધરકુલ્લે ચૌકી બીઠાવેગા,
**રે ભાઈ ધરકુલસે ચોકી બીઠાવેગા.**
દીલકે ભીતર તનસે મનડા, જમરા જીવ લે જાવેગા(૨)-અલી.
રોજે મહેશરમે, નિશદીન બોલે, પાક મોહમદ આવેગા,
**રે ભાઈ પાક મોહમદ આવેગા**
નબી મોહમદ મુસ્તફા, કુલ આલમકુ બતાવેગા -અલી.

**સુકન્યા સાવિત્રી (નાતરીયા ન્યાતનો ફજેતો)**

નવ ગમે ઘરબાર, ભરી દુખની વખાર,
**બળ્યો સંસાર નાતરીયા ન્યાતનો**
દીઠુ નારનુ બજાર, વ્હોરી વ્યર્થ વહે ભાર,
જેમા મળે નહી મેળ કાંઈ વાતનોરે-બળ્યો
કેમ કરી થાય કહો પ્રાતિ પરાણે
**"કરે જીવતાં મોહકાણ મુવે હોય તાણાતાણ"**
. .ભાઇ ભાઇનો વ્હેવાર ચાલે લાતનોરે-બળ્યો.

**મીસ પ્યારીજાન —રાગ કહેરવા—**

અપને ખ્વાજાકી મે જોગન બનીરે હો (૨)
જોગન બની, બેરાગન બનીરે (૨) અપને ખ્વાજા—(૨)
તુટાસા કુવા નીરખાગે, હોગ ચમ્પેલી ફુલ,
સબ સખીયન મીલ સહેરા ગુથે, **પહેને નબી ઓ રસુલ**
મેતો જોગન બનીરે, અપને ખ્વાજાકી—
પત્તા તુટા ડાલસેરે, લેગઈ પવન ઉડાય
અબકે બીછડે કબ મીલેગે, ઉપર ચલે વો જાય—મેતો જોગન અપને
પત્તા ઝુકાજા ટેહનીક નીચે, બતાયે પાચો ફુલ,
ઉપરક પત સબી ઝુકેરે, પહનાબે નબી ઓ રસુલ મેતો

**પ્યારા સાહેબ—રાગ, આશાવરી—**

કરને સીંગાર ચતર અનબેની, સાજનકે ઘર જાના હોગા (૨)
માટી ઉઢાવન માટી બીછાવન, માટીમે મિલ જાના હોગા—
નહાલે ધોલે શીશ ગુથવાલે, ફીર વહાસે, નહી આના હોગા—ક

**વિક્રમચરિત્ર — ▭ —**

કોઇ દુધ લ્યો દીલરંગી, શોખીલા શાણા ઉમંગી—દા
ભ્રરી પીગે કસુંબલો, ગાંજો પીયે અબુધ,
દારૂ તો દીવાના પીગે, **દાના પીયે દુધ**—દા કોઇ
એક અમીરસ દેવનો બીજો રસ છે પ્રેમ,
ત્રીજો રસ ગોરસ ભલો, પીયે કયા હેમ—દા કોઇ.
ગોરી ગવરી ગાયના, **ગોરા મીઠા દુધ.**
હુ પણ ગોરી ગોરડી, ગોરૂ દીલ છે શુદ્ધ—દા કોઇ
હેમ કટોરો હાથમા, માહી અમૃતસાર
ચતુર હોય તે ચિતવે, ગુણ સમજે ન ગમાર—દા કોઇ

**મીરાબાઇ —રાગ ગરબો—**

ગોકુળીયે લઇ ચાલો, ઓધવરાજ હમને, (૨)
આણી તીરે ગંગા ને પેલી તીરે જમના (૨)
વચમા ગોકુળીયુ છે ગામ—ઓધવરાજ હમને (૨)
થોડા થોડા જળમા માછલીયા રે તપલે
તલપ તલપ જીવ જાએરે—ઓધવરાજ હમને (૨)
ઊંડા કુવામા ઉતાર્યારે હમને (૨)
મેલી ડેરી શી૦ જાઓરે ઓધવરાજ હમને (૨)
શેરી ભલી પણ સાંકડીરે, નગર ભલા પણ દૂરરે -ઓધવ૦
હમારા સાસરીયામા દુખડારે દીધા, ભલે મારે મહીયરે વળાવ્યારે,
ઓધવરાજ હમને (૨) ગોકુળીયે લઇ ચાલો

**મીરાંબાઈ રાગ, ભજન—પદ**

ઝુલત રાધા સંગ ગિરિધર ઝુલત રાધા સંગ,
અબીલ ગુલાલકી ધુમ મચાઇ, ભર પિચકારી રંગ-ગિરીધર૦
લાલ ભઈ વિંદ્રાવન જમુના, કેશર ચુવત અંગ"
નાચત લાલ અંબર સુ રંગભર, ધિમી ધિમી બાજે મૃદંગ'
**મીરા** કહે પ્રભુ ગિરધર નાગર, ચરન કમલ કુરંગ

**માલતી માધવ— ▭ —**

ચાલ ચાલ ઓ અલબેલી, વળી વળી પાછુ જુને શુ પ્રેમ ઘેલી.
તારા ઉરમા આનંદની હેલી, સાહેલી, તારા ઉરમા આનંદની હેલી,
મળ્યા હવે ભેગા, **ચંપો ને ચંપેલી** ચાલ ચાલ,
મારા પગના ઝાંઝરની ખીલી, વારે વારે પડતી ઢીલી
**(ખીલી જેવી ઢીલી, એવી તુ એ છે હઠીલી, હવે ચાલ?)**
(આ આવિયે છીએ) . ચાલ

**કબીર ભજન.** **—રાગ પદ—**

તુહી રામ તુહી રામ તુહી રામ, તારો ચરખો બોલે રામ નામ,
ભજ તુહીરે નીજ તુહી રામ તુહી,
ચરખો મારો અજબ રંગીલો, પુણીયો લાલ ગુલાલ,
કાતનેવાની છેલ છબીલી, આકાશ નાખે તાર, અરજી સુણજો મોરીરે
રૂ પીંજાવવા હું ગઇ, તુમ પીંજો પીંજરા ભાઇ
પીંજન પીંજોરે કોઇ ખા ગઇ, કાઇ દામ ગુરૂ સમજ બતાઈ
જળ ઉપર જળ નિપજેરે, જળમા કીધો વાસ,
એક અચબો મે સુણ્યોએ કાઇ બેટી જનમ્યો બાપ
બેટી પુછે બાપકુ તુ અજાણ્યો વર લાવ,
અજાણ્યો વર ના મળે તો તારે મારે ઘરબાર
માતારે મરજો પીતારે મરજો મરજો ઘર ભરથાર,
એક ન મરજો પીતારે મારા ચરખાનો ઘડનાર
રામદાસનો ભણે કબીરો આ ચરખો કહેવાય,
આ ચરખાને જે કાઇ ફેરવે, તેનો જન્મ મરણ મટી જાય

**સોનેરીજાળ**

—▭—

**ભલે માલીક હો દુનિયાનો, ભલે અઢળક હોય ખજાનો,**
**ભલે પ્રતાપ હોય વિદ્યાનો,**
ભોગવવાને જોઇએ,—**પ્રભુના ઘરનો પરવાનો;—ભલે**
**સત્તા** મળી શા કામની, જો **ન્યાય** પથે વળાય ના.
**મહત્તા** મળી શા કામની, જો એક **ટેક** પળાય ના,
**વિદ્યા** મળી શા કામની, **મદ-મોહ** કઇ જો તજાય ના
**શ્રદ્ધા** ધરી શા કામની, જો **આત્મ-શ્રેય** સધાય ના,
ભલે સુત હોય ધર્માત્માનો, ભલે મુરખ હોય કે દાનો ભોગવવા.

**મી મુરાદઅલ્લી** -ઊસ્તાદી-ભજન -

મદીનેમે મોહદ આયો દીલભર સચ્ચો **દીન** જગાયો,
**સરવર સચ્ચો દીન જગાયો.**—મદીને

**જુમ્મેકી** રાતકો જન્મજ ધરીયો, **અમીના** ઘર જાઓ
દાઇ હલીમા પાનના ઝુલાવે હુરાયે મગલ ગાયો,
**અબદલ્લા ઘર અનત વધાયો**—મદીને

**નબી મોહમ્મદ** ચલે મેહેરાજકુ ચોથે અરશપે આયો,
ચોથે અરસપે એક શેર ખડા થા અગુઠી નબિસે પાયો,
**મુદ્દત પરદેમેં દીખાયો**—મદીને

ઉસ પરદેમે નબીકુ બીઠાયો, **અનાહક** ભેદ બતાયો,
આશુક માશુક દોનો હીલમીલ બૈઠે, આશુક માશુક મન ભયો,
**નબીજી મહેરાજ સીધાયો**—મદીને

નૂરકી પઘરી નૂરકા **જામા**, નૂરકી સેજ બીછાયો,
નૂરકા સેહરા, નબીજીકે શીરપર, મોતીયન મેહ બરશાયો,
**નબીજી મહેરાજસે આયો**—મદીને

**કલમા** પઢો નીત નૂર નબીકા, **ઈલમે-દીન.** સોહાયો,
**લાઈલાહા, ઈલ્લીલાહા મોહમદ રસુલીલ્લાહ,** કલમા મુખપાક પઢાયો.
**નીરોશા** તેરે કદમોમે આયો —મદીને

**સોનેરી** જાળ—

**ગોરી ધીરે ચલોરે, ગગરી છલકે ન જાય,** ગોરી
**સર પર ઘડા, ઘડે પર** ગાગર,
**પતલી કમર બલ ખાય ન જાય,** ગોરી
**ચોલી તગ ભઇ ચુનરી સરક** ગઇ,
**જોબન બાલો** કરમાય ન જાય, ..ગોરી,

**મીન-મુજાળ** — ▭ —

અધુરો ઘડો છલકાય આખરે અધુરો ઘડો છલકાય,
સાગરમાં બહુ મલીન ભયું છે પણ મઝા ન મુકે જરાય
આમ્રતરૂવર ફળ આવે સમ નીચું નમતું જાય,
એરંડો ફળ આવે ભાઈ! ઉંચો વધતો જાય—આખરે,
મૂળ સંસ્કાર પડયા વીણ માન અધુરીયા કહેવાય,
વિદ્યા કે વિપુ, વીત તન્ત્રથી, જાતી સ્વભાવ ન જાય—આખરે

**કુમારપાળ** — ▭ —

પ્રેમ તંત્ર અનુમોન સખી એ શીખવ્યા નવ શીખવાય,
કોઇના શીખવ્યા નવ શીખવાય
પડે સમજ અનુભવે આવડે, કાન્ત મિલન જ્યાં થાય,
એકાન્તે કાન્ત મિલન જ્યાં થાય-સખી
પ્રિયતમને જોતા શરમ ચડે, પડકે ઉર પાછા ચરણ પડે,
ત્યાં શા શીખાયે પ્રણય તંત્ર જ્યાં નયને મદ ઘેરાય,
હઠીલા નયને મદ ઘેરાય—સખી
પણ જ્યાં જરી આંખથી આંખ મળે પળમાં ઉર એક બીજા ઉછળે
અધીરા હૃદયેથી હૃદય મળે, ત્યાં રસ સાગર છલકાય
સ્નેહથી રસસાગર છલકાય.

**સોનેરી જાળ-રાગ-ઉસ્તાદી—**

ભરન દે તુ પનિયા, મનજનના, ભરન દે તુ પનિયા, ભરન
છોરછોર બઇયા મોરી, હાયરે મોરારી,
સઇયા, દુખ દઇયા, કાહે મારે તુ નયનિયા ભરન
સખિયન સબ ભાગી, કહો મોહે રોકે ઠાડી,
જાને દે કનઇયા, તોહે દેકગી મખનીયા, ભરન.

## રાજકઠીયારાની વાર્તા— (રાજકઠીયારો નોવેલમાથી)

—રાગ-દોહરો—

**ભરતખંડમાં** સુદીગગામ, ક્ષત્રિઓનુ મોટુ ધામ ।
જગ્ગા નામે પુરનો ધણી, **સં**નામે રાણી પદમણી ।
એક દીવશ **નિશાએ** રાય, પાસે **રાણી** ચાપે પાય,
**રાતદીવસનો** પડ્યો વિવાદ । **હોડ** કરી કીધો સંવાદ ।
ચડા ઉતરી બેને થાય, રાજા હઠમા આવિ જાય,
હાજી નાએ '**હાજીહા**' કરી, કાળીરાત બપોરા ઠરી ।
ગર્ભવતી ગુણવતી નાર, મૂકી રાત્રે વન મોઝાર ।
રોતી પીટતી રાણી ગઈ, વનમા પ્રસુત પીડા થઇ ।
જાયો કુવર **કન્હૈયો કહાન**, જાણે બીજો **ભૂપ** નિધાન ।
પણ **પતી** વિણ **સતીનુ** મન કચવાય, જુવે પુત્રને રોવાઇ જાય,
રાણી શોક અધિક મનધરે, દીકરો લઈ દક્ષિણ પરવરે,
ભુખ દુઃખના આવ્યાદીન સતીનુ શરીર થાતુ ક્ષિણ
પુત્ર ઉગારો માતા મરે, સીદ્ધિ સ્વર્ગ વિશે સચરે ।
મરતા **માદળીયુ** દીધ હાથ, માતાએ આશિષ સંગાથ
કુવર પછી **કઠીયારો** ઠર્યો પીના ક્રોધથી **કુવરી** વર્યો
સતિએ દળદર કાઢ્યુ દૂર, ત્યાથી આવ્યા **શ્રી સિદ્ધપુર**
કપટે-*કથ નગડે ઉપડે—(ને)—સતી સસરાને પાલવડે
—કહો જોગી પતી કહા જઇ રહ્યા ?=જગનમા જોગી થઇ ગયા
—કહો જોગી સસરાનુ શુ થયુ ?=પુત્ર વધુ પર ચિત્તજ ગયુ
×કુવર તાતથી કેમ પમાય ?—સતિને પતીનો સમાગમ ક્યા થાય ?
=ઉત્તર સામી આખ્યો કરો, દક્ષિણ સામી પીઠજ ધરો
=જયો પીતા શ્રી **જોથાણુ નાથ** લેસતી તુજ પતિનો હાથ.

**સરદારબા.** **—કજોડાની કહાણી—**

કોને કહીએ કજોડાની કહાણીરે, જેમ બળદ પીનારે પાણીરે,
લોક વગોવે ને સાસુ સતાવે, વળી પીયુડો છે પામર પ્રાણીરે
**હું જોબન રસ ઝુલતી, પણ જોડીની ખોડ,**
**પીયુડો રમે લખોટીયે કરતો દોડા દોડ.**
જગદીશ! હવે ગભરાણીરે, સહાય કરજો શ્રી સારંગ પ્રાણીરે

**બુદ્ધદેવ** — ▭ —

ફુલની પાખડી લ્યો પ્રાણ, ગણી અંતરની ઓળખાણ—ફુલની.
શ્યામ સલુણા અમ ઘર આવ્યા, **શા કરીએ સન્માન,**
નાથ નગિના પરિમલ ભીના, **મન માન્યા મેહમાન**—ફુલની.
ઝાઝું શું કહીયે સમજીને, સખી નયનના બાણ,
વિમળ કમળ, આ સરવર જળનું ભોગી ભ્રમર સુજાણ—ફુલની.

**સોનેરી જાળ-રાગ-ભજન—**

(તારૂ ) નાવડું હંકાર, **સાજન** ધીરે ધીરે,
**ભવસિંધુ** આ **ભયકાર,** સાજન ધીરે ધીરે, તારૂ
**મદીરા પી મન માકડું કુદે, નાવડું ચુરા થાય, સાજન.**
**અહભાવના વાદળ છાયાં, હૃદયાકાશની માંય**
**મદમત્સરનો મેહુલો વરસે, ડુબતી હોડી જાય;**
દિશા દુર્ગમ લીધી દુર્ગુણની, સીધી ભૂલ્યો વાટ,
**સત્ય ધ્રુવનો** તારલો ચુક્યો, કેમ મળે મૂક્તિ ઘાટ, **સાજન.**

## નરસિંહ મહેતા કૃત ભજન—રાગ-પદ—

સ તો અમેરે વેહેવારીયા, શ્રીરામનામના, વેહેપારી આવેરે બધા ગામગામના
અમારૂ વસાણુ સાધુ સઉકોને ભાવે, અઢારે વરણ જેને હોરવાને આવે.
અમારૂ વસાણુ કાળ-દુકાળે ન ખુટે, ચોર ન લુટે જેને રાજા ન દંડે-સતો
રામનામ ધન્ય મારે વાજે ને ગાજે, છપન ઉપર ભેળ ભુગળો વાગે-સતો,
લાખ તણા તો લેખા નહીને પાર વિનાની છે પુંજી,
હોરવુ હોય તો હોરી લેજો કસ્તુરી છે સુંધી—સતો
આવરોને ખાતાવઈમાં લક્ષ્મીવરનુ નામ,
ચીઠીમા ચતુરભુજ લખીયા નરસઇયાનુ નામ—સતો

## નરસિંહ મહેતાની હુંડી.—રાગ-લાવણી—

નરસી મેહેતા ભગત હરીના, જુનાગઢના રહેવાશી,
હુંડી કરાવવા આવ્યા ગામમા ચાર જણા તીરથવાસી—ટેક
આવી ગામમા પુછવા લાગ્યા, મોટા શેઠ સાહુકારોને,
સાતસે એક રૂપીઆની હુંડી દ્વારકામા આપો અમને,
સરવ મળી, મનસુબો કીધો, મોકલ્યા મહેતા નરસી કને,
તે તમારી હુંડી સ્વીકારે લાગ્યા મશ્કરી કરવાને
નરસી મેહેતાને ઘેર આવ્યા ચાલી, બેસાર્યા છે આસન આપી,
મેહેતા વાત પુછેછે પહેલી, ક્યાથી આવ્યા ક્યા જાવ છો ચાલી,
અમે નીકળ્યા તીર્થ કરવા દ્વારકાથી જશુ કાશી—હુંડી કરાવવા
હળવે રહીને કહે પરદેશી મહેતા વાત મારી સાભળો,
ઘેર તમારે રૂપીઆ ભરીયે તેની હુંડી કરી આલો,
સાતસે એક સુરતીસીક્કાના, થેલી લઇ ઘરમા મુકો,
કાગળનો કટકો લખી આલો તે પર હુંડી કરી આપો
મેહેતા થઇને પત્ર લખે છે સુરજની માહી શાખ કરે છે,

શામળાસાનુ નામ ધરે છે આપશે તે મારી લજ્યા રહેશે,
કાગળને કટકો લખી આલ્યો ત્યાથી ચાલ્યા પરદેશી—હુંડી કરાવવા
પરદેશીને પંથ વળાવી મેહેતા વાત પુછે સઉને,
આ ધનને આપણે શુ કરીએ ખવરાવી દે સંત સાધુને
ઘી-ખાડને-લોટ મંગાવ્યો લાગ્યા રસોઇ કરવાને,
ભાવતા ભોજન આપે બનાવી થાળ ધરાવ્યો ઠાકોરને
શો એક સાધુ થયા એકઠા, ફેફી દીધા છે સઉના એઠા,
મેહેતા હતા તેવા થઈ બેઠા નાહી ધોઇ મંદીરમા પેઠા,
હાથ જોડીને અરજ કરૂ મારી લજ્યા રાખશો અવિનાશી—હુંડી કરાવવા
હવે વાત કહુ પરદેશીની થઈ—નીકલ્યા દ્વારકાની માહી,
મોટા મોટા સાહુકારોને પુછે શામળશાની પેઢી કયાહી
આતો નગરમા નથી શામળશા ઘેના થયા કે અક્કલ ગઇ,
તેમ તેમ ફાળ પડે પેટમા રૂપઇયા મળશે કે નહી
ખોળા ખોળી કરે નગરમા નથી આવતુ કોઇ નજરમા,
ઠગ મળ્યો એક જુનાગઢમા, ખોટી ચીઠી લખી આપી હાથમા;
હાથ કપાળે દઇને બેઠા ચારે જણા ગયા ઉદાસી—હુંડી કરાવવા
નરસી મેહેતાનુ વચન રાખવા શામળશા રૂપીઆ લાવ્યા,
આમસામી થયા એકઠા કહો પરદેશી કયાંથી આવ્યા
અમે નીકળ્યા તીરથ કરવા જુનાગઢ રૂપીઆ ભરી આવ્યા,
ખોટી ચીઠી લખી આપી હાથમા—શામળશાને બતલાવ્યા
અમે છિએ નરસી મહેતાના, લ્યો રૂપિયા સુરતી સીક્કાના,
સાતસે એક રૂપીઆ ગણી આલ્યા, ચાર જણા ત્યા થયા ખુશી—હુંડી કરાવવા.
શામળશા જેગોપાળ કરે છે રૂપીયા તમારા સંભાળજો,
ભરીપુરીને પામ્યા રૂપીઆ મહેતાજીને જઇને કહેજો

એ દીલમા જરા હરમડતા કામકાજ હોય તો કહેજો,
મછારામ સત ગુરૂને શરણે સાચા ગુરૂને સભાળજો—હુડી કરાવવા.

**સ્વર્ગ નીસરણી. —ભજન—**

ધન ધનરે આજે ધારણુ ધરીયા, દયા કરીને મદીર આવોરે રામ.
ધરમ રાજા ધરમપુરીમા બેઠા, વૈષ્ણવની વાર્તા કરેરે રામ.
પાપી પાખડીને બાધી લાવો, વૈષ્ણવની રક્ષા કરજોરે રામ.
એમ કરીને ચાર જમડારે ચાલ્યા, મૃત્યુ લોકમા આવ્યારે રામ.
પાપી પાખડીને કેમ ઓળખીએ વૈષ્ણવ જન કેમ ઓળખીએરે રામ.
સવારના પહોરમા નહાવુ ને ધોવુ, પુન્ય ને દાન કાઇ કરવારે રામ.
એ એધાણીએ વૈષ્ણવ જાણવા, પાપી ચડાળને બાધી લાવોરે રામ
એમ કરીને ચાર જમડારે ચાલ્યા, રાજાના હાડમા પેઠારે રામ
પહેલોરે કહે છે હુ તો તાવજ થઇશ, રાજાના હાડમા પેસુરે રામ.
બીજોરે કહે છે હુ તો વઇદજ થઇશ, રાજાની નાડીઓ જોઉરે રામ.
ત્રીજો કહે હુ તો જોશીરે થઇશ, રાજાના જોશ જોઉરે રામ.
ચોથો રે કહે હુ તો શેઠીઓ થઇશ, બજારે હાટ કાઢી બેસુરે રામ.
એમ કરીને ચાર જમડારે ચાલ્યા, રાજાના હાડમા પેઠારે રામ
રાજાની દાસી તો વૈદ પોકારે, વૈદના વૈદ બોલાવોરે રામ.
મછારામ વૈદ તમે અહીંજ આવો, રાજાની નાડીઓ જુઓરે રામ.
તાવ તરીઓ ને એકાતરીઓ ઓથીઓ ઝામર ન જાણુરે રામ.
એમ કરીને એક પડીકી આપી, ત્યાહાને ત્યાહા ઘડીના થયારે રામ.
સગા વહાલા સરવે રોળે થઇ બેઠા, અતરના સગા સોડમા પેઠારે રામ.
જીવ જતા એનો કોઇએ ન જાણ્યો, પલમા દેહજ પડીઓરે રામ.
લીલુડા વાસની પાલખી બનાવી ઉચકનારા ચારરે રામ.
ચાર જણા એની સાથે ચાલે, પુરૂષ પાલખી લીધીરે રામ.

ચકલા સુધી એને સરવે વળાવે, વ્હાલા વળાવી પાછા વળીયારે રામ.
પાછુ વાળીને પ્રાણી શુ જુઓ છો, કયારે ગયા સગા વ્હાલારે રામ.
વ્હાલા વળાવી તારા પાછારે વળીઆ, વ્હાલી તે વન ફેરી કાઠીરે રામ.
મહેલે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયા,બીજે પગથીએ ભાલા દીઠારે રામ
આરે ભાલામા હવે કેમરે ચલાશે, હવે શી ગતો થાશેરે રામ
ભાલા દેખીને પ્રાણી થર થર કંપ્યા, ધુસકે ધુસકે રોવા બેઠારે રામ
ભલો જમડો જીવને ફરી ફરી પુછે, શા કર્યા પુન્યને દાનરે રામ
નથી કર્યા પુન્ય મે તો નથી કયા દાન, દયાનો મારગ ભુની ગયોરે રામ
ફરે શુ જાણુ આગળ વિપત પડશે, જમડા તો માર ઘણો મારેરે રામ.
લોઢાની ગેડીઓ વતી પ્રાણીને મારે, બરકા ને બુમો ત્યા પાડેરે રામ
બીજે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયા,ત્રીજે પગથીએ ગોખરૂ દીઠારે રામ.
આરે ગોખરૂમા હવે કેમરે ચલાશે, હવે શી ગતો થાશેરે રામ.
જેરે જોડાના દાન કર્યા હોય તો, પ્રાણીને પાર ઉતારોરે રામ.
જેરે જોડાનો અનુગ્રહ આલ્યો હોય તો, કહેને ભાડે આણી આપુરે રામ.
ફરી ફરી મને શુ રે પુછો છો, નથી કર્યા પુન્યને દાનરે રામ.
ભલા તે જમુડાને દયારે આવી, જુનો જોડા એને આલ્યોરે રામ
જુડા જમડાની નજરે પડયો તો, ધોલ મારી ખુચી લીધોરે રામ.
દેવના ચોર તારે કાઇ હતા કેને, ઉત્તમ દેહીઓ તમને આલીરે રામ.
ફરી ફરીને હવે મનખો નહી આવે, લક્ષ ચોરાશીમા પડજોરે રામ
ત્રીજે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીઆ,ચોથે પગથીએ ભૂખો લાગીરે રામ.
આરે ભુખોથી હવે કેમ ચલાશે, હવે શી ગતો થાશેરે રામ
ઓ પેલા ઓ પેલા ભંડાર ભરીયા, તેમાથી શેર અન્ન આપોરે રામ.
એકસોને બે વરસ સુધી કમાયોરે, ઉખલે બરડે બાર્યુ રે રામ.
લક્ષાધીપતિરે ભાઇ જેરે કહેવાતે, વહાણો જેને ઘેર ચાનેરે રામ

તેમાથી કાઇ તારે હાથે આલ્યા હોય તો, તે તારી સાથે આવતરે રામ.
ચંખુ ઝારીઓ તારી કોરેરે મેલાશે, ખોખરો દોણી સાથે આવેરે રામ.
ચોથે પગથીએ પાણી જેમ તેમ ચઢીયા, પાચમે પગથીએ રૂધીર દીઠારે રામ.
આરે રૂધીરમા હવે કેમરે ચલાશે, હવે તો શી ગતો થાશેરે રામ.
જોરે ગાયોના દાન કર્યા હોય તો, તરીને પાર ઉતરોરે રામ.
નથી કર્યા પુન્ય મે તો નથી કર્યા દાન, દયાનો મારગ ભુલી ગયોરે રામ.
પાચમે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયા, છઠે પગથીએ થભ દીઠારે રામ.
આરે થભે પ્રાણીને બાથ ભીડાવો, અડધ બળ્યો અડધ રહ્યોરે રામ.
બાઇરે વૈમાન તારા ઉભારે રાખ, તે તો શ્યા કરીયા પુન્ય દાનરે રામ.
ઉનાળે જેણે પરબો મડાવી, ચોમાસે આપ્યા વિશ્રામ ઠામરે રામ.
શીયાળે ડગલા ડોટીઓ આપી, ભુખ્યાને ભોજન આપ્યારે રામ.
બ્રાહ્મણ શ્રવણને મે તો સીધારે આપ્યા, તેને પુન્યે વિમાન મળીયારે રામ
છઠે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયા સાતમે પગથીએ કુડ દીઠારે રામ.
ચોરે બેસીને જેણે ચાડીઓ કીધી, જુઠી સાખ્યો ઘણી પુરીરે રામ
એરે પ્રાણીને પેના કુડમા નાખો, એની તે શી ગતો થાશેરે રામ
કાન ખજુરા એના કાનમા પેસે, હાડીઆ આખ્યો કોચોરે રામ.
સ્વર્ગની નીસરણીના સાત પગથીઆ, ગાય શીખેને જે કોઇ સુણેરે રામ.
ભટ પ્રેમાનંદ એમજ કહે, વૈકુઠ તેનો વાસરે રામ.

## મીરાંબાઇનુ ભજન. —રાગ-ભજન—

તુ તારા બીરદ સામુ જોઇ લે શામળીયા (૨)
ના જોઇશ કરણી હમારીરે વ્હાલા. (૨) તુ તારા-(૨)
ગજને કારણ વ્હાલા પેદલ ધાયા (૨) દ્રૌપદીના ચીર વધાર્યારે વ્હાલા (૨)
ટીટોડીનારે વ્હાલા, બાળ ઉગાર્યા (૨) પાળજેપત્ત જમરાયારે વ્હાલા (૨)
—ભાવથુ—(જે ગોરધન ધરણકી જે, વાહ,મીરા વાહ, વાહ ભગત મીરા વાહ)

**કેલૈયાનું—ભજન** — ▭ —

**શેઠ સગાળશા** સાધુને સેવે વાણીઓ પાળે વ્રત,
ન મળ્યા **સાધુ** ને રહ્યા અપવાશી ટાળવાને આવ્યા તરત
**કૃષ્ણજી** કુડીયા થઇનેરે વેશ અતીતનો લઇનેરે,
**ચ ગાવતીએ** ચરણામૃત લીધા નવરાવીને નાથ
પલગ ઉપર પધરાવીને સ્વામી કીધા સનાથ,
ખાને ભોજન ખીરના કીધારે પીરશીને આગળ દીધા
ખીર રોટલી અમે જમતા નથી, નથી અન્નનો આહાર,
માઝન લોક અમે માસના આહારી એમ બોલ્યા કીરતાર
પાળો વચન બોલ્યા આવુંરે સમજી લેજો સાધુ,
કસાઇ વાડે જઇ કરીને છુપાવી લાવ્યા માસ
**ચ ગાવતીએ** રસોઇ સુધારી પીરસીઓ પરસાદ,
વાયુ ઢોળે નરને નારીરે જમો તમે દેવ મોરારીરે
અમેરે માટી માણસની જમીએ. પર માટી નવ પ્યાર,
અઘોર પંથમા રહેવું અમારે ખેલ ખાંડાની ધાર
વાણીડા વર્તજ ફળશેરે આની **અવિનાશી** મળશે,
માગ્યુ વેચાતું માણસ ન મળે હઇએથી નહી હાર.
માત પીતાએ પરીયાણુ કીધા, **કેલૈયો** સહાર,
વાતો તો રહેશે વીશેક **કેલૈયો** નાચને લેખે.
ભણતો ગણતો ભાગ્ય **કેલૈયા**, માન હમારી પતીત,
માત પીતા તારા મારવા બેઠા આગણે આવ્યો **અતિત**.
ધુતારો ધુતીને જાશેરે, પાછળથી પસ્તાવો થાશેરે,
એ શું બોલ્યા ગુરૂજી મારા માવીતર છોડયા કેમ જાય
નવ માસ જેણે ઉદ્દર રાખ્યો, ગુણ ઓશીંગણ થાય,

ભક્તિ મારી શીરને સાટેરે, શુ થાશે મસ્તક માટે
હુ ભાગુ તો ભોગી લાજે, ભોરીંગન ઝીલે ભાર,
મેરૂ સરીખા ડોલવા લાગે આકાશને આધાર
મેહેરા મણ્ુ માઝા મુકેરે કેલૈયો સત્ય ન ચુકે,
માતાએ મુખના મીઠડા લીધા નાખીને નીશ્વાસ
આવનો ઘરમા લીધોરે, મારવાને પરીયાણુ કીધો,
એ શુ બોલ્યા માતાજી માગ નાખી નીશાસો આજ
સફળ મનખો કેલઈયાનો માંસ જમે મહારાજ,
ધન્ય ધન્ય આજનો દહાડોરે જુગતેથી જીવણને જમાડોરે
માત પીતાએ બને મળીને છેદ્યુ કેલઇયાનુ શીષ
અણુધારતી તો એણે કીધી જમાડવા જગદીશ
ખેલ રચ્યો ખાશોરે પ્રભુ હવે પારણુ કરો,
નાથ કહે મારી નજરે લાવો પુત્ર તમારો છે એહ
મસ્તકની તમને માયા લાગી છે એમ અવીનાશી કેહ,
તમે છો નરને નારીરે જુવો મન વાત વીચારીરે
ખાડણુ ખાડો મુખેથી હસો, કોરા પાલવ પેર,
આખમા તમે આજણુ આજો, મનમા ન આણો મહેર
તમે છો સાચા સતીરે, એમ બોલ્યા જુના જતી,
મુસ્તક લઇ ખાડણીયામા ખાડે પીતાને વળી માય
આખોમા એમને આસુ ન આવે, હરખે હાલરડા ગાય,
ભોજનીઆ તો ભાત્રશુ કીધારે, પીરસીને આગળ દીધા
સત્યવાદી તમે સાચાં સતી, સત્ય અમારે છે એહ,
વાંઝીઆનુ અમે જમતા નથી, એવુ અવીનાશી કેહ
તમે છો નરને નારી, જુઓ મન વાત વિચારી,

સગાળશાના મનમા ચોરી, બીજુ ન માગે બાળ,
ભગવાન અહીંથી ભુખ્યા જાય તો નીશ્ચે ખુટયો કાળ
બદગીઓ તો સતની કરીએ, નીકર વણુ માર્યા મરીએ,
સગાળશા કહે પુર્વ જન્મના પ્રગટયા અમારા પાપ
ગુરૂ દુભાએ ગોતરી માર્યા મારેલા માને બાપ,
ડુગરીયે દવ લગાડયો, તે તો મારો ખેલ બગાડયો
ચગાવતી કહે પાચ મહીનાનુ મારે છે ઓધાન,
ભલે આવ્યા સ્વામી ભાવે અમારા તમ સરખુ કામ,
ધણી મે તો તમને ધાર્યારે, તમે માગ ખેલ સુધાર્યો
ચગાવતીએ છરી લીધી પાળી મરવા પેટમાય,
અચાનક નાકા ઉઠીને બહુ નામીએ ઝાઝી બાય
સાચી છે ટેક તમારીરે. માગો હવે કે દેવ મોરારી
કેલઈયાને સજીવન કીધો, બેઠો રમે છે બહાર,
પછી સતી બોલ્યા વિચારી સુદર દેજો ભકિત તમારી
ભણતો ગણતો આવ્યો કેલઈઓ * લાગ્યો હરીને પાય,
માતાએ મોતીડે વધાવ્યો, હૈડે હરખ ન માય
દાતારે તો દરશન દીધારે લ્હાવા લાખેણા લીધા,
શગાળશા શેઠ ચગાવતીએ એવુ ધરાવેલ નમ,
ભાણુ પ્રતાપે ભણે રતનદાસ તેને તરછોડીએ કેમ,
મોહનજીને મળવાને માટેરે, જાવુ વૈકુઠની વાટે

## કાચબા કાચબીનું ભજન.

કાચબો અને કાચબી, એ તો હતા હરીના દાસ,
દરશન કારણે બારણે આવીયા રાખીને વિશ્વાસ.

આવતાજ નજરે ભાળ્યા ઝાલીને બાંધી માર્યા,
કળકળમા તુ કાચબી કુડી **રામૈયાની** રીત છે રૂડી
કાચમો કહે છે કાચબીને ભુડી તુ ધારણ રાખ ધીર,
આપણને ઉગારશે વાલો જુગતે **જાદવ વીર**
ચીંતા મેલી ચરણે આવો, મરવા નહિ દે માવો
વારે વારે તુને વારતી કથ મારૂ ન માન્યુ કેણુ,
કાળ આવ્યો કોણુ રાખશે તમે નીચા શુ ઢાળો નેણુ,
**પ્રભુ** તારો નાવીયો પ્રાણી, માથે આવી મોત નીશાની
અબળાને ઈતબાર ન આવે કરે કોગી ઉપાય,
કીધુ ન માને કોઈનુ ગાયુ પોતાનુ ગાય,
એવી વીશ્વાસની વાણી, **પ્રથમ પહેલી મત છે પાની**
કાચબી કહે ક્યા ગયો તારો રાખણુ વાલો રામ,
પ્રાણ ગયા પછી પહોચશે, શુ કરશે તારો **રામ,**
મુવા ટાણે મતી મુઝાણી, તુટ્યા પછી ઝાલવુ તાણી
**શ્રીકમજી** ત્રણુ લોકમા મારે તમારો વિશ્વાસ,
અટક પડે ત્યારે આવજો મારા આતમના આધાર,
**ભોગાળાજી** વાત છે છેલ્લી, થાજો અબળાના બેલી
ત્યારે **કાચબી** કહે કોણુ ઉગારે, તારો જાતો રેહ્યો **જુગદીશ**
ચાર દીવસથી સળગાવીઆ, લઈને ઓર્યા વીચોવીચ,
આમાથી જે ઉગરીએ, પાની બહાર પગ ન ભરીએ
બળતી હોય તો બેસ મારી પીઠ પર રાખુ તારા પ્રાણ,
નીંદા કરે છે મારા નાથની, એતો મારે છે મુજને બાણ,
વાલો મારો આવશે વારૂ, આપણને તારવા સારૂ
કાચબી કહે કીરતાર ન આવ્યા, અને આપણો આવ્યો અંત,

**હરી** નથી કોના હાથમા તમે તે શુ આપ્યો તત,
જેનો વિશ્વાસ છે તારે તેનો ઇતબાર નથી મારે
**વીઠલજી** મારી વારે ચડજે **શામળા** કરજે સાર,
લાજ લોપાશે લોકમા પછી બીજી કોની વાર,
હરી મારી હાસી થશે, **પ્રભુ** તારી પતીત જાશે
ત્યારે **કેશવજીએ** કરૂણા કરી મોકલ્યો **મેઘ મલાર,**
આધણમાથી ઉગારીયા ઓર્યા કાચબાને કીરતાર
**ભોજલ** કહે ભરૂસો જેને, ત્રીકમજી તારસે તેને

## કબીરકૃત. —ભજન-રાગ-પદ—

**રામ** નામ તુ ભજલે પ્યારે કાયકુ મગરૂબી કરતા હે,
કચ્ચી મટીકા બગલા તેરા, પાત્ર પલકમે ઢલતા હે—રામ૦
**બ્રાહ્મણ** હોકર **પૂરાણ** વાચે સ્નાન તરપન કરતા હે,
સરવ કા સુચિત રહેતો, ઓ કયા **સાહેબ** મીલતા હે—રામ૦
**જોગી** હોકર **જટા** બઢાવે, હાલ **મસ્તમે** રહેતા હે,
ઉપર ધરેકર હાથ સુકાવે યો કયા **સાહેબ** મીલતા હે—રામ૦
માન ભાવ પડતે કાલે કપડે, દાઢી મુછ મુડતા હે,
લકડી લકડી હાથ પકડકર, ઓ કયા **સાહેબ** મીલતા હે—રામ૦
**મુલ્લાં** હોકર **બાંગ** પુકારે, ઓ કયા સાહેબ **બહિરા** હે,
મુગીકે પાવમે અવાજ બાજે, ઓબી **અલ્લા** સુનતા હે.—રામ૦
જગમ હોકર લીંગ બધાવે, ઘર ઘર લેકર ફીરતા હે,
**શાખ** બજાકર ભીક્ષા માગે, ઓ કયા **સાહેબ** મીલતા હે—રામ૦
કહત **કબીરા** સુનભાઇ સાધુ, મનકી **માલા** જપતા હે,
ભાવ ભકિતસે ધ્યાન ધરત હે, **ઉનકુ સાહેબ મીલતા હે.**—રામ૦

**મીરાંબાઈ કૃત ભજન.** —રાગ-પદ—

મુખડાની માયા લાગીરે—**મોહન** તારા —ટેક૦

મુખડુ મે જોયુ તારૂ સરવે જુગ થયુ ખારૂ, મન મારૂ રહ્યુ ન્યારૂ રે.
સંસારીઆનુ સુખ એવુ ઝાંઝવાના નીર જેવુ, તેને તુચ્છ કરી ફરીએરે
સંસારીઆનુ સુખ કાચુ પરણીને રંડાવુ પાછુ, તેને ઘેર શીદ જઈએરે
પરણુ તો પ્રીતમ પ્યારો અખંડ સૌભાગ્ય મારો, રંડાવાનો ભે ટાળ્યોરે
**મીરાંબાઇ** કહે બલીહારી, આશા એક મને તારી, હવે હુ તો બડભાગીરે

**ભોજા ભગતનો ચાબખો** — ▭ —

ભરમાવી દુનીયા ભોળીરે, બાવો ચાલ્યો ભભૂતી ચોળી—ટે૦
દોરી ધાગાને વળી ચીઠી કરીને **આપે ગુણચારી ગોળી,**
જીવને હણુતા દયા ન આણે, જેમ **ભીલ કાફર કે કોળી**—ભ૦
નીત નીત દરશન નિમ ધરાવે, ઘેર આવે ત્રીયા ટોળી,
માઈ માઇ કરીને બાવો બોલાવે, **હઈયે કામનાની હોળી.**—ભ૦
સઘળા શીષ્યને ભેળા કરી ખાય ખીર ખાંડને પોળી,
**ભોજોભગત** કહે ભવસાગરમા **બાવે નાખ્યા બોળીરે**—ભ૦

**ભોજાભગતનો ચાબખો** — ▭ —

પ્રાણીયા ભજી લેને કીરતાર, આતો સ્વપ્નુ છે સંસાર
ધન દોલત અને માલ ખજાનો, પુત્ર અને પરીવાર,
તેતો તજી તમે જાશો એકલા, **ખાશો જમના માररे**—પ્રાણીયા.
ઊચી મેડીને અજબ જરૂખા, ગોખ તણો નહી પાર,
**છત્રપતી** તો ચાલ્યા ગયા, તેના બાંધ્યા રહ્યા છે બારરે—પ્રાણીયા.
ઉપર ફુલડા ફરફરેને, હેઠળ શ્રીફળ ચાર,
ઠીક કરી એને હાડીમા ઘાલ્યો, પછી પુઠે પડે પોકારરે—પ્રાણીયા.

શેજ તળાઇ વીના સુતો નહીને. કરતો હુન્નર હજાર,
ખોળી ખોળીને બાળશે, જેમ લોઢું ગાળે લુહારરે—પ્રાણીયા.
શમશાન જઇને ચેહ ખડકી, તે ઉપર કાષ્ટનો ભાર,
અગની મુકીને અળગા રહે, પછી અંગે ઝરે અંગારરે—પ્રાણીયા
સ્નાન કરવા સઉ ચાલીયા મળી નર સઘળાને નાર,
**ભોજોભગત** કહે દશ દહાડા રોઇને, વળતી મુકયા વીસારરે—પ્રાણીયા.

## શ્રી તુલશીદાસ કૃત, ભજન —રાગ-બિહાગ—

મ્હાનાની પત રાખ, પ્રભુ તારા મ્હાનાની પત રાખ,
મ્હાનારે માટે જો દુખ દેશો તો, કોણ જપે તારો જાપ—પ્રભુ
**રોહીદાસ**ની તમે પાતરી લીધાને, નવ જોઇ જાત કે ભાત,
સેનાની માટે સનમુખ રહીને, તમે **નાઈ** કહેવાયા નાથ—પ્રભુ
**પ્રહ્લાદ**ની તમે પ્રતિપાલણા કીધીને, સ્થભમા પુર્યો વાસ,
તાતી કઢા તમે શીતળ કીધી, **સુધન્વા**ને માટ—પ્રભુ.
**પંચાળી**ના પટકુળ પુર્યાને, રાખી સભામા લાજ,
**સાયરમાથી** બુડતો રાખ્યો, **રામ** કહેતા ગજરાજ—પ્રભુ.
ઝે'ર, હતા તેના **અમૃત** કીધાને, આપ્યા **મીરાં**ને હાથ,
**મે'તા** ને **માંડળીક** મારવા ધાર્યો, તો **કેદારો** લાવ્યા મધરાત—પ્રભુ
ભકતોના તમે સંકટ ભાગ્યા ત્યારે દ્રઢ આવ્યો વિશ્વાસ,
**તુલશી**ના સ્વામીને કહુ કરજોડી, પુરો અંતર આસ—પ્રભુ

## રાજા ગોપીચંદ —રાગ-ઝીંઝોટી-ઠુમરી—

ભજમનરે **ભજરામ**, દુન્યા જુઠાએ કે-ભજ
જીવન થોડા, રસ્તા બીકટરે, જપ હર પલ **હર નામ**—ભજ
ભોગકો છોડકે જોગકો લેના, કઠન કઠનરે યેહુ કામ—ભજ.

**શ્રીબ્રહ્માનંદ ભજનમાળા–ભજન,રાગ,જંગલા. તાલ ૩**

આજ ખેલન મત જા મેરી સજની, શામ સુંદર ઘર આવત હૈરી –ટેક
**મોરમુકુટ** સિર ઊપર રાજે, ગલે બન માલ સુહાવત હૈરી –આજ
**બંશી** અધર લગાય બજાવે, મધુર મધુર ધુન ગાવત હૈરી–આજ.
પીતવસન–**મકરા** કૃતિકુંડલ, પગ નપૂર ઝણકાવત હૈરી –આજ
**બ્રહ્માનંદ** પ્રેમવશ મોહન, સખિયન દરશન દિખાવત હૈરી –આજ

**લેડી લાજવન્તી —રાગ-ભજન—**

ઊંચે મહેલ **અટારી** બાંધે તુ જાને નહી મરના,
આશકા તો બિશ્વાસ નહી ઓર, અમર ભરોસા કરના
તુ જાને ધરતી મેરી, ધરતી કહે તુ મેરા,
**રજની** પૃથવી મેરી કહા તક, અંત તો હુવા **સવેરા**
કોઇ **કંચનકી લંકા** લુટાયે ગએ, કોઇ કૌરવકા **ગૌરવ** મીટાયે ગએ,
કઇ લાખો **સીકંદર** બનાએ ગએ, જીનકે ઝંડે વિજયકે ઘુમાએ ગએ,
બડે છત્રપતી જો કહાએ ગયે, ખાલી હાથો જગતમે સબ આએ ગએ

**અબજોનાં બંધન —▭—**

જાના હૈ જાના, સબકો હૈ જાના,
સોહન જીસમે પહેચાના, ફિર નહિ આના જાના ટેક,
**કાયા ઘડ કચ્ચા ભાઈ, માયા બાદલકી છાઇ,**
**લડકા લડકી લુગાઈ, સ્વારથકી હૈ સગાઇ,**
**. . . . . . ...મત હોના દિલગીર. ટેક**
**માલ ખજાના મયના, હાથી–ઘોડા ઓર સમયાના,**
**સબકો છોડ ચલે જાના, આવે પરવાના,**
**જબ એકકુ ન ચલે બ્હાના, ચલતી નહીં તદબીર . ટેક**

## વીણાવેલી — ▭ —

સુંદર **શામળીયા**, નામ જપીશ નિત્ય તારૂં—સું૦
મનહરના મળીયા, કાશી કરવત ધારૂં—સું૦
શામળા શણગાર હમારા, કાળજું હર્યું કામણગારા,
વીનવે કરગરી દીન દારા, દર્શન દો દીલદાર તમારા,
કયાં છું, કહું દુઃખ મારૂં, સુંદર શામળીયા
આસપાસ નહીં વાસ નિહાળું, આહાહા, ત્રિભુવન ભાસતું કાળું,
નિરખું નહી મુખડું તારૂં, જઇ હીમાલય ગાત્ર હું ગાળું

## મીરાં ભજન —રાગ્-ઠુમરી—

**નાથ** તુમ જાનત હો મન ઘટકી, **મીરાં** ભકતી કરે પ્રગટકી—ટેક
ધ્યાન ધરી **મીરાં** મનમે, સભારે પુજા કરે અટપટકી,
**શાલિગ્રામકુ** ચદન ચડાવત, ભાન તિલક બિંદુ અટકી નાથ.
**રામ** મંદીરમે **મીરાં** નાચે, તાલ પડે જેરો ચટકી,
પાઉમે નેપુર રૂમઝુમ બાજે, લાજ સભારે ઘુંઘટકી નાથ,
ઝેરના કટોરા રાણાજીએ મોકલ્યા, સાધુ સગત **મીરાં** અટકી,
લે ચરણામૃત પીયો હો ગઈ, અમૃતકી વટકી નાથ
સુરત દોરપર **મીરાં** નાચે, શિરપે ઘડા ઉપર મટકી,
**મીરાં** કહે પ્રભુ ગીરધરના ગુણ, સુરત લગી જેસે નટકી નાથ

## બાપુ સાહેબ. —રાગ-ભજન—

ભાઇ નામ સમજીને બેસી રહીએ, આત્મા ચીન્હી મનમા મગન થઇ રહીએ.
રામને, રહીમાન, તમે એક કરી જાણજો, કૃશ્ન ને કરીમ એક કહીએ,
બીશ્નુ, બિસમીલામા ભેદ નથી ભાઇ, અને અલ્લા અલખ એક લહીએ.
ગફુર, ગોવિંદ, તમે એક કરી જાણજો, મઓલા, માધવ, ગુણ ગાઇએ,

જરી હકતાલાનો ભેદ મે તો જાણ્યો, હવે ચોર્યાસી મા૨ નવ સહીએ.
પરવરદીગાર–પરમેશ્વર એક કરી જાણજો, નબી નારાયણ ચોટયા હૈએ,
ચોખા ને ચાવન પણ, ડાગર એક એવુ, સમજે તેના ચેલા થઇને રહીએ
બાપુ સાહેબ, નામ પાક છે, ને બીજુ નાપાક,એવુ સમજ્યા કહો કયા જઇએ
જેજે સાધન કરે તેમા પડે છે સાસો, અમો બ્રહ્મજળમા નીત ન્હાઇએ–બા

**સુરદાસ —રાગ, ભજન, પદ—**

નાથ કૈસે ગજકો બધ છુડાયો, પ્રભુ એહી અચરજ મોહે આયો નાથ
ગજ ઔર ગ્રાહ લડત જલ ભીતર, લડત લડત ગજ હાર્યો,
જવભર શુંઢ રહી જલ ઉપર તબ હરી નામ પુકાર્યો નાથ
સવરીકે ઔર સુદામાકે તાદુન, રૂચી રૂચી ભોગ લગાયો,
દુર્યોધનકો મેવો ત્યાગી, ભાજી વિદુર ઘર પાયો નાથ
પેઠ પાતાળ કાળી નાગ નાથ્યો, ફ્ણધર નૃત્ય કરાયો,
ગીરી ગોવરધન કરપર ધારી, નદ ઘર લાલ કહાયો નાથ
અજમેલ ગજ ગુનકા તારી, દ્રોપદીકા ચિર પુરાયો,
પયપાન કરતા પુતના મારી, કુબજાકો રૂપ બનાયો નાથ
ખોલ કોટડી પ્યાદલ ધાયો, ગરૂડકો નહિ બોલાયો નાથ
છુટો નહી રાધાજીકો કગન, ઓ બલ કહારે ગુમાયો નાથ
જોગી જીનકે ધ્યાન ધરત, ધ્યાન ધરત નહી આયો,
"સુરદાસ" પ્રભુ તિહારે મીલનકુ, જશોદાકી ધેન ચરાયો નાથ

**નદ–બત્રીસી. —સત્ય શેત્રજ—**

ગગાજળ નીરમળ સમુ, શુદ્ધ પવીત્રજ સાર,
તેવુ કુળ જો હોય માહરૂ (તો) પડ પાસા પોબાર
હંસ ગયો સરોવર તીરે દીઠુ અમૃત સાર,
પીધા વણ પાછો ફર્યો (તો) પડ પાસા પોબાર

સત્ય ચુકે જો સાધવી ધરા ન ઝીલે ભાર,
તે ગુણુ હોય મુજ મહી (તો) પડ પાસા પોબાર
નાગ મુખે અમૃત ઝરણુ ચોર કને ભંડાર,
કામી પાસ રહે કામની (તો) પડ પાસા પોબાર
મીઠો આંબો સર્વદા ઉત્તમ ફળ દેનાર,
સત્ય અસત્ય કરે નહી (તો) પડ પાસા પોબાર
બીડળ કમળ વીંધોકીને ભ્રમર ગયો તે ઠાર
દીઠુ પણુ અડકયો નહી, (તો) પડ પાસા પોબાર
ભુખ્યા આગસ જો ધરે, ઉત્તમ ભોજન સાર,
ખાધા વિણુ ઉઠે નહિ (તો) પડ પાસા પોબાર

## નરસિહ મહેતો. —▭—

વાલા વેગે આવોરે દયા દીલે લાવોરે, બીડુ મારી ભાગના હોજી.
નહીં આવો તો છાના ઉઘાડુ બધા છીદ્ર વાલા.

આહેરડામા ઉછર્યા ગોવાળીઆમા વાસ,
કાધે કાળી કામળી માગી પીતા છાસ

માતા કેદે, સુકીયા, પુરો મારી આશ, હુ રાખુ તમથી દાવોરે બીડુ.

એ માના એ બાપના નકટા નિર્લજ બાળ,
મહી માખણુના ચોરટા કસ તણા હે કાળ.

સોડ તજે રાધા તણી, હરિજન આપે આળ, ધીરા વેગે ધાઓરે બીડુ

## મધુ બસરી —રાગ–ઉસ્તાદી—

મોરી બૈયા ન પકર ગીરધારી શ્યામ, ચલી ભરન નીર જમુનાકે ધામ
તુમ તો જાને સોતન સગ રહેતે, અબ તો સહન પ્યારી શ્યામ મોરી.

# "જોગીકા બરન."—ચાર—બયત—

**ગઝલે-રહમત જાન, અજમેર.**

**જોગીકા બરન હમને લીયા યારકી ખાતીર**
મસજીદમે બને મુલ્લા તો મદરમે પુજારી,
દરગાહો મે સજાદહ નશીબન કે ગુજારી,
હર નગરીમે ઢુંઢા કીયા બન બનકે ભીખારી,
**કયા કયા ન કીયા મયને તેરે દીદારકી ખાતીર**—જોગીકા

પડીત ભી જફરદાબા સેયાને ભી બુલાએ,
સયારે સનાસો કો ભી દીન અપને દીખાએ,
હર અમીનો કામીલ સે વજીફે ભી પડાએ,
**કયા કયા ન જતન કર ચુકા દીદારકી ખાતીર**—જોગીકા

મજનુ કી તરહ ફિરતા હું આવાર હસા બન બન,
ઇશ્ક આતશે હીજરા મે જલા જતા હે તન મન,
ઉસ બુત કી મોહબ્બતમે બના શીકસે બરહમન,
**મોજુદ રહે હય મેરી ઝુન્નાર કી ખાતીર**—જોગીકા

ના કુરછ મે પાયા ન ઉસે બાગે અર્જ મે,
કઆબેમેં ભી ઢુંઢા ઉસે કશીક મકા મે,
મસજીદ મે મીલા ઔર ન મીલા કુએ બુતામે,
**દર દર મંય ફિરા અપને ખરીદારકી ખાતીર**—જોગીકા

મુદ્દત સે દીલો જાસે હુ મય શયદા તુમ્હારા,
**દીલજાહ** મુઝા આતશે હીજરા કા શરારા,
**બેચૈન હુવા જતા હું દીદાર કી ખાતીર**—જોગીકા

## ગઝલે–અકબર તર્જે–કવ્વાલી—

મુઝે અપના **જલવા** દીખા કમલી વાલે
કે હુ મે તેરા મુમતીયા કમલી વાલે
પસદ આઇ ખાલીકકો **મએરાજકી શબ,**
તેરે કાકુલોકી અદા કમલી વાલે
ખુલી સાક રગે મુઝમ્મીલસે ઉલફત,
કેહતા થા ખુદ ગેહ **ખુદા** કમલી વાલે
ગરજતે હય **બાદલ** ચમકતી હય **બીજલી,**
તુ કમલી મે અપને છુપા કમલી વાલે
ખબર લીજીએ **અકબરે** ગમ ઝદાકી,
તેરે હીજરમે મર મીટા કમલી વાલે

## નઇ, ગઝલ—"મેરે મૌલા બુલાલો મદીને મુઝે"

**મેરે મૌલા બુલાલો મદીને મુઝે,** ગમે હીજ તો દેગા ન જીનેમુઝે
કાફલે વાલે સબ ગએ, મય હાથ મલતા રહે ગયા,
જાન તડપતી રહે ગઇ—ઓર દીલ મચલતા રહે ગયા,
લીયા સાથ ન અપને કીસીને મુઝે, **મેરે મૌલા બુલાલો મદીને મુઝે** —૧
દેખીએ કીસ્મત મે લીખી હૈ **જયારત** યા નહીં,
દેખીએ રોઝે પે હજરત, બુલાતે હે યા નહિ,
યાહી સોચ હે બારા મદીને મુઝે, **મેરે મોલા બુલાલો મદીને મુઝે** —૨
અય અજલ મત જાન લે, યેહ જાન બહોત મુસ્કીલમે હૈ,
જાન દુ રોઝે પે યેહ, અરમાન મેરે દીલમે હૈ,
કોઇ દીન અભી ઔર દે જીને મુઝે, **મેરે મૌલા બુલાલો મદીને મુઝે.**—૩
**હીંદસે** યા **સાકીએ કૌસર** બુલા લીજે મુઝે,

એક પ્યાલા આબે **જમજમ** કા પીલા દીજે મુઝે,
પડે હીજ્રમે પીતે ન આસુ મુઝે, **મેરે મોલા બુલાલો મદીને મુઝે** —૪
યા **મોહમદ મુસ્તફા** તકમીન તો કીજે મેરી,
આતીશે ફુરકત મે જલતા હુ ખબર લીજે મેરી,
લગ ગએ મૌતકે આને પસીને મુ ઝે, **મેરે મૌલા બુલાલો મદીને મુઝે** —૫
ફીકરે દુન્યા સેકડો હય, એક **હશરતે** દીદાર હૈ,
મય **મુસાફીર** હુ અકેલા તેરી મદદ દરકાર હૈ,
કોઇ **રાહમે** લુટે ન છીને મુઝે, **મેરે મૌલા બુલાલો મદીને મુઝે**—૬
માર ડાલા ઇસ વતન ને, ઔર હિદુસ્તાન ને,
મુફલસી ને બેકસીને શૌકને અરમાન ને,
દીએ રજપે રજ સભીને મુઝે, **મેરે મૌલા બુલાલો મદીને મુઝે**—૭
આસ્મા થામે જમીન પકડે વતન રોકા કરે,
મય ન ઠયરૂગા ઠયરૂગા કોઇ ચીખા કરે,
કીયા યાદ હે મેરે નબીને મુઝે, **મેરે મૌલા બુલાલો મદીને મુઝે**—૮
અરકે હસરત રાત દીન આખોસે મય બરસાઉગા,
તુર **ઈન્શા અલ્લાહ** આખોસે મય મદીને જાઉગા,
પેહી જાનેગે લેકે સફીને મુઝે, **મેરે મૌલા બુલાલો મદીને મુઝે**—૯

## ગઝલે-નાઅત તર્જે-કવ્વાલી—

**તવહીદકા ડકા આલમમે બજવા દીયા કમલીવાલેને**
કુલ **લાએલાહા ઇલ્લલ્લાહ**, ફરમાદીયા કમલીવાલેને
જબ ચહરએ અનવર કમલીસે, ચમકાદીયા કમલીવાલેને
ધ ઘોર ઘટામે **સૂરજકો**, શરમાદીયા કમલીવાલેને
દિલ એસે રગીલેકે સદકે જા, ઔર એસે હટીલેકે કુરબાં,
હટ કરકે ખુદાસે ઉમ્મતકો, બખ્શા દીયા કમલીવાલેને.

બનબનકે ગયે મેહગજકી શબ વસ્લેલકી છપભી ઉમપે ગઝબ,
જન્નતકો હુરો ગીલમા કો, તલપાદીયા કમલીવાલેને
ઝુલફોકી મહકને મસ્ત કીયા, ચિતવનકી ઝલકને દીલ છીના,
હરતરહકી બાકી અદાઓસે, લુટવા દીયા કમલીવાલેને
પીપીકે પ્યાલે **કૌસરકે,** લુટીગે મઝે જી ભરભરકે,
ઇન્ના આતેના કલકોસર, ફરમાદીયા કમલીવાલેને
વોહ કમલી અજબ લાકીમતથી, કીમ નાઝસે હકને સરપે ધરી,
સબ ઝરકે દોશાયે વાલોકો, શરમા દીયા કમલીવાલેને.
જબ હકકી તરફસે ઉમ્મતકો, મેરાજકી શબ ઇનઆમ મીલા,
ખુશહોકે દામન કમલીકા, ફેલાદીયા કમલીવાલેને.
**ખુશકી તરી** પેદા કરદી હરશાખ હરી પેદા કરદી,
મહીં બાગેજહામે રહમતકા બરસા દીયા કમલીવાલેને
ગરો અર્શપે કુબ હુઆ હાસીલ, **અલ્લાહસે** જાકે હુએ વાસીલ,
કયા જાને **ખુદાકો** જાકર કયા સમઝાદીયા કમલીવાલેને
**ઇસ્લામ મીલા, ઇમાન મીલા,** પઢનેકેલીએ **કુરઆન** મીલા,
જીદતકા જો કુછ દીલવાનાથા, **દીલવાદીયા કમલીવાલેને.**

**ગઝલે-જલીલ-કવ્વાલી—**

**તલવાર** ખીચકે પજએ **કાતીલ**મે રેહ ગઇ,
**બીસમીલ**કી આરઝુ દીલે **બીસમીલ**મે રેહ ગઇ
ઝોકા જબ આ ગયા કોઇ **મઝનુકી** આહકા,
**લયલા** તળપકે પરદએ, **મેહમીલ** મે રેહ ગઇ
ફીરતી રહી નીગાહમે તસવીર યારકી,
આખીર ઉતરકે આખસે, વો દીલમે રેહ ગઇ
કાતીલકા હાથ-હાય, રૂકાભી તો કબ રૂકા—

